# ધર્મમાળા

## प्रथम भाग।

વેદોક્ત ધર્મ સંબંધી વિચારનાં ગીતો



રચનાર;—

સ્વ. મજમુદાર મણિશંકર કીકાણી.

---

धर्ममूर्ति



આવૃત્તિ. સંવત્ ૧૯૭૯

કિંમત રૂ૦ ૦—૧૨—૦

પ્રકાશક:
સ્વ. મજમુદાર વિજયશંકર મણિશંકર
કીકાણીનાં ધર્મપત્ની
બાઇ જીકુંવર રામજી.



સુરત ખપાટીઆ ચકલા પર આવેલા "સમાચાર" પ્રી. પ્રેસમાં
બળવંતરાય રતનજી દેસાઇએ મેસર્સ વિદ્યાર્થી એન્ડ કું.
તરફથી છાપ્યું.

# અનુક્રમણી

| અંક | વિષય. | પૃષ્ઠ |
|---|---|---|


મહાત્મા ગાંધી.

# સૂચના.



ધર્મની જરૂર બધા માણુસોને છે. ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થનું મૂળ ધર્મ છે. આ જન્મમાં માણુસને જેમ ધમ વડે નિર્દોષ સુખની પ્રાપ્તિ થાય છે તેમ જન્માંતરે પણુ ધર્મની સહાયતાજ સુખ પ્રાપ્તિનું સાધન છે. " गृहीतमिव केशेषु, मृत्युना धममाचरेत् " 'એટલે મોતે આવી પોતાના ધામમાં ખેંચી જવા સારૂ જાણે કેશ ઝાલ્યાજ છે એમ માની ને ધર્માચરણુ કરવું' એમ મહાત્માઓનો સદ્બોધ છે. કારણુ માણુસનું જીવન વીજળીના જેવું ચપલ છે. વીજળી જેમ એક પલકારામાં જણાઇ અદ્રષ્ટ થઇ જાય છે તેમ માણુસનું જીવન પણુ ઝપાટામાં જતું રહે છે માટે માણુસમાં સમજણુ આવવા માંડે તેની સાથેજ ધર્મજ્ઞાન અવશ્ય થવું જોઇયે.

માણુસની પ્રવૃત્તિ પોતાનું હિત સમજી તેમાં થાય છે અને અમુક કામમાં હિત રહ્યું છે એ જાણુવાનાં બે સાધન—૧ અનુભવ અને ૨ સ્મૃતિ છે. સ્મૃતિજ્ઞાન અનુભવ થયા પછે થાય છે, ને અનુભવ જોવા, સાંભળવા ઇત્યાદિથી થાય છે. તેમ છે માટે

બાળકોને સમજણું થાતાં સાથેજ ધર્મજ્ઞાન થાય એવાં સાધન જોઇયે. એ સાધનનાં મૂળ મા, બાપ, બરોબરીયા, ગુરૂ, અને આચાર્યાદિ રહ્યાં; પણ કમનશીબે કાળ એવો છે કે એમાનું એક પણ સાધન બાળકોને ઉપદેશ રૂપ ભાગ્યેજ થાય. એટલા સારૂ પરમ પવિત્ર, સપ્રમાણ, અને અનાદિ, ઇશ્વરી જે વેદધર્મ છે તેહેના તત્વોનો લેશ પ્રત્યેક કુટુંબને સહજમાં પ્રાપ્ત થાય એવા હેતુથી આ પુસ્તક રચ્યું છે. તે ગદ્યપદ્યાત્મક છે. આ ધર્મમાળાના પદ્યભાગમાં દેશભાષામાં ગવાતાં પદો તથા ગીતોના ઢાળમાં સૂત્રો લખ્યાં છે.

બાળબોધનાં પુસ્તકો સરલ ભાષામાં જોઇયે તેવી સરલ ભાષા આ પુસ્તકમાં નથી એમ વાંચનારને પ્રસ્તાવનારૂપ ગદ્યમાળા તથા પદ્યમાળાથી જણાશે, તોપણ એટલા સારૂ તેહેનો અનાદર ન કરવો. આપણા આ સર્વથી શ્રેષ્ઠ અને પવિત્ર વેદધર્મનાં પુસ્તકો સંસ્કૃત ભાષામાં રહ્યાં છે અને ધર્મબોધ લેતાં ઘણાં સંસ્કૃત વાકયો તથા શબ્દોનું જ્ઞાન મેળવવું અવશ્ય છે માટે આ ધર્મમાળા ઉપરથી વેદધર્મના મૂળનો લેશ માત્ર હૃદયમાં ઉદય થઇ જયારે વિશેષ જ્ઞાનની જીજ્ઞાસા

માણુસને થાય અને તે ભણુતાં તથા સાંભળતાં જે જે પ્રૌઢ સંસ્કૃત શબ્દો આવે તે જાણુવાને સાધન રૂપ થઇ પડે, એટલા માટે આ માળામાં ગુંથાએલા સંસ્કૃત શબ્દો ( જે હમણાં કઠણુ જણુાશે તે ) ઘણા સહાયક થશે. એટલા સારૂજ આ પુસ્તક પ્રત્યેક કુટુંબમાં ફેલાય, અને તે આદિથી અન્ત પર્યન્ત વારંવાર વંચાય એવી રચનારની ઉત્કંઠા છે. આ ઉત્કંઠા પાર પડેથી રચનારના બે મનોરથ પૂર્ણ થશે–તે એ કે, ૧ નાહાના મોહોટા સર્વે જેઓને ધર્મજ્ઞાન નથી તેઓના અંતઃકરણમાં વેદોક્ત ધર્મના લેશનો ઉદય થઇ જીજ્ઞાસુ થશે; ને ૨ બીજું એ કે, ધર્મના મર્મજ્ઞ વિદ્વાન મહાત્માઓ આ માળામાં જે દોષ હશે તે કૃપાદૃષ્ટિથી જણાવી સદ્બોધ આપશે. માટે ફરી ફરીને વાંચનાર પ્રતિ વિનતિ છે કે, તેઓએ કઠણુ શબ્દો માટે અનાદર નહી કરતાં આ પુસ્તક સાદ્યંત વાંચી જવું.

## અનુબંધ ચતુષ્ટય.

જે માણુસોને પોતાના આ લોક તથા પરલોક તથા આ જન્મ અને આવતા જન્મ કિંવા આ દેહ પડ્યા પછી જાથુનાં કલ્યાણુની ઇચ્છા હોય તેવા ધર્માશ્રય ઇચ્છનારા શ્રદ્ધાવાન આ પુસ્તકના અધિકારી છે.

આ લોકમાં અભ્યુદય પામી ઉભય લોકના ચિરકાલિક તથા અવિનાશી સુખ પ્રાપ્ત થવા અર્થે સદ્ધર્મમાં પ્રવૃત્તિ થવી એ આ માળાનો વિષય છે.

આત્મકલ્યાણ સારૂ ધર્માશ્રય ઇચ્છનારા શ્રદ્ધાવાન અધિકારીઓ બોધ્ય, અને તેઓ પ્રતિ સદ્ધર્મનો બોધ કરવો એ બોધક, એવો બોધ્યબોધકભાવ આ ધર્મમાળાનો સંબંધ છે.

ધર્માભાસ એટલે જેમાં અસદાચરણ અથવા કલ્પિત ધર્મ મિશ્ર છે, ને જે ખરા ધર્મના જેવા ઉપરથી દેખાય છે તેવા અસદ્ધર્મની નિવૃત્તિ તે આ પુસ્તકનું પ્રયોજન છે.

માંણસના મન ઉપર ૧ લો મળ, ૨ જો વિક્ષેપ, અને ત્રીજો આવરણ. એ ૩ પ્રકારના મેલ છવાઇ ગયા છે. મળથી કરીને સત્ય શાંત્યાદિ શુધ્ધતા ડોળાઇ જઇ મન મલિન થએલાં છે, વિક્ષેપથી મનની ચંચળાઇ વધી તે સદા સંશયમય અસ્થિર રહે છે. અને આવરણે પરમાત્મસ્વરૂપ ઢાંકી દીધું છે. તેથી વેદધર્મનાં મૂળતત્વો હૃદયમાં ઠસી માણસ ધર્મશીલ થઇ શકતો નથી. એ દોષો ધોઇ નાંખવા સારૂ વેદધર્મગત, ૧ કર્મ, ૨ ઉપાસના, અને ૩ જ્ઞાનનો

અનુક્રમે ઉપદેશ છે. આ ધર્મમાળાનું શ્રદ્ધાપૂર્વક શ્રવણ, મનન, નિદિધ્યાસ કરી તે પ્રમાણે માણસ વર્તે તો તે મળ, અને આવરણ બે દોષો સહજમાં ધોવાને સમર્થ થાય અને માણસનું અંતઃકરણ શુદ્ધ તથા નિઃસંશયી, સ્થિર થાય.

હવે આ પુસ્તકમાં કેટલાં પ્રકરણ છે અને તેમાં શું છે તે સંક્ષેપમાં જોઇયે.

૧ પેલું, આ (સૂચના) પ્રકરણ તેહેમાં આખા પુસ્તકમાં સમાએલી વાતનો સંક્ષેપ. જેમકે ૧ ધર્મની આવશ્યકતા, ૨ કઠણ શબ્દોના જરૂર, ૩ આ પુસ્તકનું અનુબંધ ચતુષ્ટય, ૪ સૂચના, શિવાય ગદ્ય પદ્ય લખાણનો સંક્ષેપ એટલું સમાએલું છે.

૨ બીજું, "પ્રતિજ્ઞા સ્મરણ" તેમાં વેદધર્માશ્રયી માણસે ધર્મશીલતાની સ્થિતિ અને વૃદ્ધિને અર્થે ટુંકામાં શું પ્રતિજ્ઞા કરવી તે, તથા તે પ્રમાણે ચાલવા સારૂ તેનું નિત્ય પ્રાતઃકાળમાં સ્મરણ કરવા પદ્યરૂપ સ્મરણ છે.

૩ ત્રીજું, પદ્યરૂપ "પ્રાતઃસ્તુતિ" તેમાં નિત્ય સવારમાં ઉઠી પ્રવૃત્તિધર્મનું સંરક્ષણ કરવા સારૂ સંક્ષેપમાં ઇશ્વર પ્રસાદ માગ્યો છે.

૪ આશું, પ્રસ્તાવનારૂપ "ગદ્યમાળા" તેમાં ૧ પ્રસ્તા વનારૂપ ગદ્યમાળાનો ઉપયોગ, ૨ ધર્મનું માહાત્મ્ય ૩ સૃષ્ટ પદાર્થના સદુપયોગ માટે માણસને વિવેક શક્તિ મળેલી છે, ૪ ધર્મ અને ધર્માભાસનું સ્વરૂપ, ૫ વિવેક શક્તિ વડે માણસ ઈશ્વરમહિમા જાણી ધર્માશ્રયી થાય એહેવો ઈશ્વરી સંકેત, ૬ માણસના ઈશ્વર સાથે સંબંધભાવજન્ય કર્તવ્ય કર્મપ્રદર્શક ધર્મજ છે, ૭ માણસને ઈશ્વરે ધર્મમાંજ પ્રેર્યો છે અને તેથી તેની પ્રવૃત્તિ સુખ-સ્વરૂપ ધર્મમૂર્તિ ઈશ્વર સ્વરૂપમાંજ છે, ૮ નાસ્તિકોની પણ સ્વભાવિક પ્રવૃત્તિ ધર્મમાંજ છે તથાપિ તે ભ્રમિત થયેલા છે માટે તે આસ્તિકોએ કરૂણા કરવા યોગ્ય છે, ૯ ઇશ્વરે પોતા વિષેજ માણસને પ્રેર્યો છે તો તેણે માણ-સની ઉત્પત્તિ સાથેજ પોતાની પ્રાપ્તિના સાધન-રૂપ ધર્મ પણ આપ્યો એમ માનવું સરલ છે. ૧૦ એ સાધન તે ધર્મ અને ધર્મ શબ્દનો અર્થ, ૧૧ ધર્મ અનાદિ ઈશ્વરી છે અને તે માણસની ઉત્પત્તિ સાથેજ મળેલો છે, ૧૨ ધર્મ એકજ છે, ને તે વેદધર્મજ છે. બીજા બધા વેદ પછે ને તેને આધારે કલ્પેલા ધર્મા-

ભાસજ છે, ૧૩ વેદનો વિસ્તાર તથા તેનાં બે સ્વરૂપ, ૧૪ આ ધર્મમાળા રચવાનો હેતુ તથા તેની ભૂલચુક સુધારવા વિશે મહાત્માઓને વિનતિ ૧૫ ધર્મજ્ઞાન સંબંધી ભરતખંડની હમણાની સ્થિતિ, ૧૬ ધર્મજ્ઞાન વિષે આપણા લોકોનાં મન ભ્રમિત થાવાનું કારણ. ૧૭ એ ભ્રમ દૂર કરવાના ઉપાય યોજવા વિષે વિનતિ, ૧૮ આ ધર્મમાળાના અધિકારી અને તેમાં મુખ્ય સ્ત્રીઓ માટેજ કરેલી પદ્યરચના વિષે, ૧૯ પુસ્તક રચનારનાં નામ ઠામ તથા ધર્મમાળાના માહાત્મ્ય વિષે દોહા.

૫ પાંચમું, પદ્યમાળાનું "મંગળાચરણ." આ મંગળાચરણ સૂત્રમાં સંક્ષેપે નાસ્તિક વાદનો પરાજય કરી સર્વજ્ઞ, સર્વશકિતમાન, એક, અદ્વિતીય, ધર્મમૂર્તિ, વ્યાપક, પરમેશ્વરના મંગળ સ્વરૂપનું વર્ણન છે.

૬ છઠું, "પદ્યમાળા" આ પદ્યમાળા સોળ સૂત્રાત્મક છે તેમાં ૧ પેલા ઇશ્વિરસ્તુતિવિચારસુત્રમાં, ઇશ્વિરના નિર્ગુણ, સગુણ, સ્વરૂપ તથા તેની માયાશકિતના મહાન મહિમાની સ્તુતિ કરી ધર્મમાળાર્થે

વરદાન માગ્યું છે. ૨ બીજા ઉપક્રમવિચાર-સૂત્રમાં વેદ ધર્મનો મહિમા, તેની આ જગતમાં થતી હ્રાસ, વૃદ્ધિ તથા સંસ્થાપના, સંક્ષેપમાં કહી આ ધર્મમાળાનું પ્રયોજન જણાવેલું છે, ૩ ત્રીજા સત્સંગવિચારસૂત્રમાં સત્સંગની આવશ્યકતા, તેહેનો મહિમા, અને તેથી થતા લાભ સંક્ષેપે જણાવ્યા છે. ૪ ચોથા નિયમવિચારસૂત્રમાં, ધર્મ સંબંધી મોહોટા વીશ નિયમો જણાવી, આ સંસારની ક્ષણભંગુરતા સાથે નિયમનું આવશ્યકપણું તથા તે નિયમ વિના તપ, વ્રતનું નિરર્થકપણું સંક્ષેપમાં ગાયું છે. ૫ પાંચમા વ્રતોત્સવવિચારસૂત્રમાં, વ્રતોત્સવનાં કારણ, તેહેના યમનિયમો ને એ યમનિયમો પાળે તોજ વ્રતોત્સવનું સાર્થક્ય, નહી તો વ્યર્થતા સંક્ષેપમાં લખી છે. ૬ છઠ્ઠા યાત્રાવિચારસૂત્રમાં, લોક યાત્રાર્થે ૧૦ કર્મનો આવશ્યક ત્યાગ કરવો ને એ ત્યાગ હોય તોજ યાત્રા સફળ નહી તો નિષ્ફળ થાય છે ઇત્યાદિ સંક્ષેપમાં વર્ણવ્યું છે ૭ સાતમા વિરાગવિચારસૂત્રમાં, આ જગતનું વિકારી, વિનાશીપણું અને આત્મસ્વરૂપનું નિર્વિકારી

અવિનાશીપણું સક્ષેપમાં ગાયું છે. ૮ આઠમા ભક્તિવિચારસૂત્રમાં, પરા, અપરા; તથા ઉત્તમા, મધ્યમા, અને પ્રાકૃતની ભક્તિનાં સ્વરૂપ તથા ભક્તનાં લક્ષણ સંક્ષેપમાં ગાયાં છે. ૯ નવમા પ્રવૃત્તિ–ધર્મવિચારસૂત્રમાં આર્યવંશની ચૌદ વિદ્યા અથવા વિદ્યાના અષ્ટાદશ પ્રસ્થાનનાં નામો સાથે વિધિનિષેધ રૂપ ગ્રહણ કરવા અને ત્યાગ કરવા યોગ્ય ચોવીશ ચોવીશ (કુલ ૪૮) તત્ત્વ રૂપ નામો ગણાવેલાં છે. ૧૦ દશમા દશગ્રંથવિચારસૂત્રમાં, વેદના દશ ગ્રંથોનાં નામ, તથા સંહિતા પાઠની પ્રકૃતિ વિકૃતિ વિશે સંક્ષેપ વિચાર છે. ૧૧ અગીયારમા અષ્ટમહાસૂત્રવિચારસૂત્રમાં કપિલ, કણાદ વ્યાસ, ગૌતમ, પતંજલિ, આદિ આઠ મહાત્માઓના ગ્રંથ (ષટ્ દર્શન કિંવા ષટ્ શાસ્ત્ર) વિષે સંક્ષેપમાં લખેલું છે. ૧૨ બારમા વેદઅનાદિ વિચારસૂત્રમાં, વેદનાં બે સ્વરૂપ તથા તેહેના અનાદિ ઇશ્વિરીપણા વિષે સંક્ષેપ વિચાર છે. ૧૩ તેરમા ઇશ્વિરસિદ્ધિવિચારસૂત્રમાં કાર્યકારણ વિચારપૂર્વક સંક્ષેપમાં ઇશ્વર સિદ્ધિ કરી છે. ૧૪ ચૌદમા ઇશ્વિરસિદ્ધિવિચારસૂત્રમાં કર્તા, કૃતિ, ન્યાય, તથા કૃતિમાં જ્ઞાનકૌશલ્ય, સંકેત સામર્થ્યો ખરચાએલાં છે, તે કર્તા વિના હોય નહી ઇત્યાદિ

વિચારથી સંક્ષેપમાં ઈશ્વર સિદ્ધિ જણાવી છે. ૧૫ પંદરમા દૈવીસંપત્તિવિચારસૂત્રમાં દૈવી સંપત્તિનાં છવીશ લક્ષણો ગણાવેલાં છે. ૧૬ સોળમા આસુરી-સંપત્તિવિચારસૂત્રમાં અસુર ( રાક્ષસ ) કોહોને કેહેવા તેનાં લક્ષણ સંક્ષેપમાં વર્ણવેલાં છે.

૭ સાતમું, પદ્યરૂપ સાયંસ્તુતિ તેમાં નિત્ય પ્રવૃત્તિ-ધર્મ તથા તજ્જન્ય સુખ સંરક્ષણાર્થ ઈશ્વર પ્રસાદ માગેલો છે.

૮ આઠમું, સંસ્કૃતમાં ભક્તિવિચારસૂત્ર.

૯ નવમું, પદ્યરૂપ ધર્મમાળામાં ગુંથાએલા કઠણ શબ્દો ના અર્થ સમજવા સારૂ નહાનો કોશ કરેલો છે.

એ રીતે નાહાનાં મોહોટાં નવ પ્રકરણો મળી આ ધર્મમાળાનો પ્રથમ ભાગ પૂરો થાય છે.



# પ્રતિજ્ઞાસ્મરણ.

ધર્મ એટલે શું ? અને કેમ ? તે પ્રથમ જાણીને પછી તે પ્રમાણે વરતે તેજ ધર્મશીલ અથવા ધર્માશ્રયી કેહેવાય. ધર્મનાં મૂળતત્વો ઘણાં છે તે જાણવાને ને તે પ્રમાણે ચાલવાનો અભ્યાસ કરી અચૂક પણે ચાલવા યોગ્ય થવાને ઘણો કાળ જોઇયે એ દેખીતું છે. અને માણસનું જીવન તો પરપોટાની પેઠે ક્ષણિક છે ત્યારે પ્રથમ બદ્ધાએ તત્વોના બીજ રૂપ ધર્માશ્રય કરવો આવશ્યક છે જેહેમાં પછી અભ્યાસ અને કાળે કરીને વિસ્તીર્ણ અને મજબુત ઉત્કૃષ્ટ ફળદાયક વૃક્ષ થાય એટલા સારૂ વેદધર્માશ્રયીએ પ્રથમ ટુંકી પ્રતિજ્ઞા કરવી ને તે ચલ્લુ સ્મૃતિમાં રેહેવા તથા તે પ્રમાણે વર્તવા સારૂ નિત્ય પથારીમાંથી ઉઠતાંજ એવી પ્રતિજ્ઞા સ્મરણ કરવાનો પાઠ.

## દોહરા.

પ્રાત સમય પ્રેમે કરી, પઢું પ્રતિજ્ઞા સાર,<br>
વેદધર્મ ધારણ કર્યો, ઉતરવા ભવપાર. ૧<br>
સ્થિત્યુત્પત્તિ પ્રલયના, કરતા એક અશેષ.<br>
નિર અવયવ અદ્વૈત છો, કારણ મોક્ષ મહેશ. ૨<br>
એવો દૃઢ નિશ્ચય કરી, પૂરણ રાખું પ્રેમ.<br>
પ્રભુના નિયમો પાળવા, ભક્ત તણો છે નેમ. ૩

જ્યાંરે રોગ વિપત્તિ વણુ, હૈશ હું પ્રતિદિન ત્યાર.
શ્રદ્ધા સહ ભક્તિ કર્યા, વણુ ન રહું નિરધાર. ૪
કરિને ચિત એકાગ્રતા, ભવભય ભંજન હાર.
નિત્ય ઉપાસિશ નેહથી, કરવા પાપ નિવાર. ૫
સદાચરણુથી ચાલવા, સર્વ સમજવા મર્મ.
નિત્ય પ્રયત્ન કર્યા કરૂં, જ્યમ વાધે સદ્ધર્મ. ૬
દુરાચરણુથી છુટવા, કરૂં પ્રયત્ન સહુ રીત
નીતિ ભક્તિ વધારતાં, પ્રભુની વાધે પ્રીત. ૭
નહી ને કદીક મોહ મય, થાય અજાણે પાપ.
શુદ્ધ બુદ્ધિથી તેહનો, કરીશ પશ્ચાત્તાપ. ૮
સદા ફરી સાવધ રહું, કદી ન એવું થાય.
વળી સભ્ય સહુ સાથની, કરીશ મિત્ર સમ સાહ્ય. ૯
એહ પ્રતિજ્ઞાઓ કરી, વારંવાર ગવાય.
નાગર મણિ દાખે ભણી, પાળે પાર પમાય. ૧૦



## પ્રાતઃકાળની પ્રાર્થના!

ઉઠી પ્રભાતે પ્રેમશું રે, પ્રભુ પદ ઉર ધારૂં;
દીનાનાથ દયાળ છો રે, દુખ હરજોને મ્હારૂં. ૧
અંતર અવનિ આકાશમાં રે, તમે વ્યાપક વાસ;
આવ્યો શરણે આપને રે, સ્વામી છો મુજ પાસ. ૨
કુડ કપટ કંકાસમાં રે, મતિ માહારી ન જાય.
મિથ્યા લાલચ લોભથી રે, જેમ પાછી પળાય. ૩
રીશ આળસ દંભ અંગથી રે, નાથ દૂર કરીજે.
સત્ય દયા સંતોષ સુખ, ક્ષમા મો મન દીજે, ૪
પર ઉપકારમાં પ્રીતડી રે, આપો આસ્તિક બુદ્ધિ.
વેદ ધરમના બોધથી રે, કીજે અંતર શુદ્ધિ. ૫
શ્રદ્ધા ભકિત નમ્રતાદિ, ગુણ વૃદ્ધિ કરીજે,
નીતિધર્મ નિભાવવા રે, શૂરવીરતા દીજે. ૬
બાળગોપાળ સહુ સાથમાં રે, પ્રીતિ ભકિત નિભાવી.
દેશ વિદેશનાં લોકની રે, બાંહ્યાં નાથજી સ્હાવી. ૭
રાજા પ્રજામાં રાખજો રે, પ્રેમે પૂરણ પ્રીતિ.
દિન દિન અધિક સુધારજો રે, રૂડી રાજની નીતિ. ૮
શું કહું શું કથું શું કરૂં રે, સઘળું હાર જાણો,
ભક્ત વત્સલ ભગવાન છો રે, આપોઆપ પ્રમાણો. ૯
લોકાચાર વિચારતાં રે, સ્તુતિ રચી રચી ગાવું
નાગર મણિ ભોળા ભાવથી રે, દીપ રવિ દરસાવું ૧૦

# પસ્તાવનારૂપ ગદ્યમાળા

## પસ્તાવનારૂપ ગદ્યમાળાનો ઉપયોગ.

૧ બીજા વિષયની પ્રસ્તાવના લખવી ને ધર્મ જેવા ગહન વિષયની પ્રસ્તાવના લખવી એમાં ઘણો ફેર છે; ધર્મવિષયમાં ધર્મના મર્મજ્ઞ મહાત્માઓજ યથાર્થ અસરકારક લખી શકે; તોપણ બાળબુદ્ધિના મનુષ્યોને અર્થે આ ધર્મમાળાનું નાનું પુસ્તક લખ્યું છે. તેઓના મન ઉપર એ સંબંધીની સાધારણ અસર થવા સારૂ આ પ્રસ્તાવના ઉપયોગી ગણાશે.

## ધર્મનું માહાત્મ્ય,

૨ આ જગતમાં માણસને જો ધર્મ છે તો માણસ સનાથ છે. ધર્મથી માણસમાં ઉત્સાહ, સંપ, સદુદ્યોગ આશા, સાંત્વન, (દિલાસો) તૃપ્તિ અને શાંતિ આવેછે. એવો દુર્ભાગી અને નાસ્તિક માણસ તો કોકજ મળી આવવાનો કે, જે ધર્મથી સંપૂર્ણ વિમુખ હોય. એવો દુર્ભાગી નાસ્તિક સદા નિરાશ, નિરાશ્રિત, દીન અને સંતપ્ત અંતઃકરણથી દુખીજ રહેવાનો; કેમકે ધર્માશ્રિત આસ્તિકોને આ સંસારમાં જે સુખશાંતિ મળેછે, તથા તેહેનાં અંતઃકરણ ભક્તિરસાનંદાર્દ્ર, પ્રફુલ્લિત અને

તૃપ્ત રેહેછે, તે સુખનું દુર્ભાગી ધર્મભ્રષ્ટ નાસ્તિકોને સ્વપ્ન પણ આવતું નથી.

## સૃષ્ટ પદાર્થના સદુપયોગ માટે માણસને વિવેકશક્તિ મળેલી છે.

૩ ધર્મ, માણુસની ઉત્પત્તિ સાથેજ પરમ કૃપાળુ ઈશ્વિરે માણુસને આપ્યો છે. માણુસમાં જેમ વિશેષ વિવેકશક્તિ મુકાણી છે, તેમ તે ચોકસ માનુષી શક્તિની હદમાં સ્વતંત્ર પણ છે. માણુસ ગમે તેવો વિશેષજ્ઞ થાય તોપણુ તે એવી રીતે રચાએલો છે કે, અલ્પજ્ઞજ રેહેવાનો. આ સૃષ્ટિમાં સઘળા સૃષ્ટ પદાર્થો ઉપયોગી છે; અને તે ઉપયોગ યોગ્ય રીતે અમુક હદમાં કરવા માટે માણુસને વિશેષ વિવેકશક્તિ મળેલી છે. સંગ અને વિષયરસાસ્વાદના યોગ્ય સદુપયોગથી અભ્યુદયની વૃદ્ધિ થાય છે, પણુ તેનોજ જો અવિવેકથી દુરૂપયોગ થાય તો વિપરીત પરિણામને આપે છે એ સ્પષ્ટ છે.

## ધર્મ અને ધર્માભાસનું સ્વરૂપ.

૪. વિવક માણુસને સત્યજ્ઞાન કરાવે છે, પણુ મોહથી વિવેક આચ્છાદિત થાય ત્યારે આભાસજ્ઞાન રેહે છે. સદ્ધર્મ જે છે તે ધર્મને નામે પ્રસિદ્ધ છે,

પણ સદ્ધર્મના કાંઇ ભાગ સાથે જ્યારે અધર્મ અથવા કલ્પિત ધર્મ મિશ્ર થઇ તે ધર્મરૂપ દેખાય (વિવેકઆચ્છાદનથી) ત્યારે તે ધર્માભાસ કેહેવાય છે. ધર્મનો આશ્રય મુકી માણુસ ધર્માભાસનો આશ્રય કરે છે ત્યારે તેની નિત્યાનિત્ય, સત્યાસત્ય, વિવેકશક્તિ, સંગાદિદોષ જનિત મોહાદિ મેલથી આચ્છાદિત થયેલી હોય છે. એ મેલ ધોવાને સદ્ધર્મ તથા સદ્ધર્મજ્ઞ મહાત્માઓનો સત્સંગ સર્વોત્કૃષ્ટ ઉપાય છે,

## विवेकशक्तिवडे माणस ईश्वरमहिमा जाणी धर्माश्रयी थाय एवो ईश्वरी संकेत छे.

૫. આ અનંત કોટિ બ્રહ્માંડની સ્થૂળ સૂક્ષ્મ રચનામાં જે જ્ઞાન, કૌશલ્ય, અને સંકેતરુપ શક્તિસામર્થ્યો ખરચાયેલાં છે તેથી તે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન ઈશ્વરથી રચાયેલું સ્પષ્ટ જણાય છે. માણુસને ઇશ્વરે રચ્યો છે, આ સંસારમાં અભિવૃદ્ધિ, સંપોષણુ, અને સંરક્ષણુરુપ પૂર્ણુ સાહિત્યો પણુ ઇશ્વરેજ હાજર કરી રાખ્યાં છે, તેહેના ઉપયોગાર્થ અંગરચના પણુ તેણેજ કરી છે. વાચાશક્તિ અને બુદ્ધિ જેવાં અમૂલ્ય સાધનો પણુ માણુસને ઇશ્વરેજ આપ્યાં છતાં,

માણસની કર્તવ્યતા છે એ ઉઘાડું છે. એ કર્તવ્યતા વિવેક વિચાર કરી જાણવા, તથા તે પ્રમાણે ચાલવાને જેથી પવિત્ર શિક્ષા મળે છે, તેનું નામ "ધર્મ" છે. ધર્મથી માણસ આ લોકમાં અભ્યુદયને પામી શાંત, તૃપ્ત, અને ભક્તિરસાનંદમગ્ન રહે છે, એ પ્રત્યક્ષ પ્રમાણ છે; તેમજ આવતા જન્મમાં સુખ આપવા તથા મુક્તિરૂપ પરમપદની પ્રાપ્તિ કરાવનાર પણ એક ધર્મજ છે, એ વિવેક વિચાર કરતાં અપરોક્ષ અનુભવ થાય છે.

## माणसने ईश्वरे धर्ममांज प्रेर्यो छे अने तेथी तेनी प्रवृत्ति सुखस्वरुप धर्ममूर्ति ईश्वरस्वरूपमांज छे.

૭. ધર્માશ્રય કરવા માટે માણસમાં પ્રેરણા પણ મુકાએલી છે. (આહાહ! આ કેવી ખુબી છે! કે ઈશ્વરે પોતાની અગમ્ય લીલારૂપ માયાશક્તિમાંથી માણસને પેદા કર્યો, પોતાના સ્વરૂપમાંજ તેને પ્રેર્યો, અને તેના સત્યમાર્ગ ઉપર (વેદધર્મ પ્રમાણે) ચાલવાથી તે માટે પોતાની પ્રાપ્તિ કરાવે છે) કેમ કે, ઈશ્વર સુખસ્વરૂપ ધર્મમૂર્તિ છે. આ અવિનાશી સત્યસુખની પ્રાપ્તિ ધર્મ વિના છેજ નહિં. જુવો કે, માણસ સુખ ઈચ્છે છે અને સુખ મેળવવા પ્રયત્ન કરે છે, એ તેનામાં અનિવાર્ય પ્રેરણાશક્તિ છે. જો કે માણસની સુખતરફની પ્રવૃત્તિ તેના જ્ઞાનને અનુસરીને છે,

તો પણ સમઝીને દુઃખ તરફ પ્રવૃત્તિ નાસ્તિક પણ કરતો નથી. કુસંગ અને અયોગ્ય વિષયસેવનાદિથી નાસ્તિક ગતવિવેક થાય છે. તેમજ આસ્તિકોનો વિવેક પણ મોહાદિથી આચ્છાદિત થાય છે. માણુસ સુખ ખોળે છે, અને સત્ય સુખને બદલે વિષયજન્ય સુખાભાસને સત્યસુખ માની તે તરફ ઝટે છે [ ઝંપલાય છે ] તે સુખાભાસની પ્રાપ્તિથી આનંદ માને છે; તથાપિ તે અવિનાશી સત્યસુખ ન હોવાથી તુરત જતું રહે છે, અને માણુસ લાગલો દુઃખી થાય છે. પણ ધર્માત્મા અને ધર્મશીલ માણુસો વિષયજન્ય સુખ તે ખરું સુખ નથી એવું ખુલ્લું જાણે છે. તેથી તે વિષયસુખને તુચ્છ ગણી, વ્યવહારાર્થે માત્ર ઉપર ઉપરથી તે વિષે પ્રવર્તે છે. પણ તેની ખરી અને આંતરીય પ્રવૃત્તિ સચ્ચિદાનંદસ્વરૂપ પમેશ્વરરૂપ એકજ અખંડ અદ્વિતીય અવિનાશી સુખમાંજ હોય છે, અને તે એક વેદ ધર્માશ્રયથીજ પ્રાપ્ત થાય છે.

## नास्तिकोनी पण स्वाभाविक प्रवृत्ति धर्ममांज छे तथापि ते भ्रामित थयेला छे माटे ते आस्तिकोये करुणा करवा योग्य छे.

૮ આ દુનીયામાં ધર્મ નથી, ધર્મની જરૂર નથી ઇત્યાદિ પૂર્ણ નાસ્તિક વિચારવાળા દુર્ભાગી મનુષ્યો તો

ક્વચિતજ મળવાના, બાકીનો સઘળો મનુષ્યસમુદાય ધર્માશ્રયમાં પ્રવૃત્ત થયેલો છે. એ આજજ નહી પણ સૃષ્ટચારંભકાળથી ચાલ્યું આવે છે; અને રહેવાનું. કારણ કે સુખેચ્છા માણુસ માત્રમાં છે, તેથીજ માણુસની ધર્મમાં પ્રવૃત્તિ છે; કેમકે, ધર્મ વિના સત્યસુખની પ્રાપ્તિ છેજ નહી. નાસ્તિકો 'ધર્મ નથી' એમ જો કે ભ્રમણાથી બોલે તો પણ તેની સુખમાં જે પ્રવૃતિ છે તે મટી, દુ:ખમાં પ્રવૃત્તિ થતી નથી. ત્યારે એથી આપણુને એટલુંજ જણાય છે કે, તેનામાં પણ કૃપાળુ પરમેશ્વરે ધર્મપંથની પ્રવૃત્તિ મુકી છે, પણ તે ચાલતા કિંવા પૂર્વજન્મના પાપના સંગથી ધર્મપથભ્રષ્ઠ થઇ ભ્રમિત થયેલા છે. એટલા માટે તેવા નાસ્તિકો ધર્મ. શીલ મહાત્માઓ તરફથી ધિક્કારને નહી પણ કરૂણા કરવાને યોગ્ય છે. અને એવા મહાત્માઓના અંતઃકરણમાં કરૂણા પરિણામને પામી દયા ધર્મ ઉસકેરાશે. ત્યારેજ તેઓની દયાથી તે ભૂલા પડેલા નાસ્તિકો પાછા ઠેકાણે પડશે.

**ईश्वरे पोता विषेज माणसने प्रेर्यो छे तो तणे माणसनी उत्पत्ति साथेज पोतानी प्राप्तिना साधनरूप धर्म पण आप्यो एम मानवु सरल छे.**

૯. વિવેક વિચાર કરતાં જણાય છે. અને વેદધર્માશ્રયથી દૃઢ થાય છે કે, જ્યારે પરમાણુ પદાર્થરૂપ સમગ્ર

જગતમાં જે જ્ઞાન, કૌશલ્ય, અને સંકેતસામર્થ્યો ખચાએલાં છે તેજ એક સર્વજ્ઞ અને સર્વશક્તિમાન સત્યસ્વરૂપ જ્ઞાનસ્વરૂપ, અને સુખ સ્વરૂપ પરમેશ્વર માણસને પણ કર્તા છે. ઉર્ણનાભિ [કરોળીઓ] પ્રાણી જેમ પોતામાંથી લાળ કાઢી પસારે છે, અને પાછી પોતામાં સમાવે છે; તેમ તે મહામહિમાવાન ઇશ્વરે, પોતાની અનિર્વાચ્ય અને અગમ્ય માયાશક્તિ વડે આપણને ઉત્પન્ન કર્યા; અને પાછી પોતાની જ પ્રાપ્તિ કરાવવા તેણે પોતા તરફ આપણને પ્રેર્યા છે. [સત્ય સુખેચ્છા અને તેની પ્રાપ્તિને અર્થે આપણી પ્રવૃત્તિ છે] તથા સુખાભાસ અને સત્યસુખની પરીક્ષા માટે આપણામાં અમૂલ્ય વિશેષ વિવેકશક્તિ મુકી તેના ઉપયોગાર્થ જેવી જોઇએ તેવી અંગ રચના કરી, વાચાશક્તિ અને જ્ઞાનશક્તિ આપેલાં છે, ત્યારેજ તેજ દયાનિધિ ભગવાને માણસને માણસની ઉત્પત્તિ સાથેજ તે પ્રાપ્તિનું સાધન પણ આપ્યું છે એ માનવું સરલ અને સયુક્તિ છે.

## ए साधन तेज धर्म, अने धर्म शब्दनो अर्थ,

૧૦ એ સાધન તેજ ધર્મ. ધર્મ એ સંસ્કૃત શબ્દ ધૃ ધાતુ ઉપરથી થયેલો છે ને ‘ધારણ કરવા યોગ્ય તે ધર્મ’ એવો તેનો અર્થ થાય છે* તે યથાર્થ છે. કેમકે માણસને

* धृञ्धारणे, लोकान्धरतीतिधर्मः એટલે જે સમગ્ર જગતને ધરી રાખે છે [સમુદ્રમાં બુડતાને જેમ પકડી રાખે છે તેમ]

જે સંબંધડ ભાવ છે તેથી માણુસની કર્તવ્યતા છેજ. આ કર્તવ્યતાના મુખ્ય ત્રણ વર્ગ ગણાય. પહેલી—ઈશ્વરે માણુસને પેદા કર્યો છે તેજ; તેહેને અભિવૃદ્ધિ, સંરક્ષણ અને સંપોષણનાં સર્વ સાહિત્યો આપી પોષણ રક્ષણ કરે છે, તથા આ ક્ષણિક સંસારમાં સુખ દુ:ખનો અનુભવ થઇ સત્ય સુખની પ્રાપ્તિ માટે ધર્મ પણ તેજ પરમકૃપાળુ ઇશ્વરે માણુસને આપ્યો છે ઇત્યાદિ સંબંધભાવથી પહેલી અને મુખ્ય માણુસની ઇશ્વર પ્રતિ કર્તવ્યતા છે. બીજી—જે શરીરદ્વારા આપણને ઇશ્વર પ્રાપ્તિ થાય છે તે શરીર સાથેના સંબંધભાવથી ઉત્પન્ન થતી માણુસની કર્તવ્યતા; અને ત્રીજી—શરીરના સંબંધી પ્રત્યેના સંબંધભાવથી ઉત્પન્ન થતી કર્તવ્યતા એ આવશ્યક કર્તવ્યતા છે. તે અવશ્ય ધારણ કરવા (આચરવા) યોગ્યજ છે, અને એ કર્તવ્યતા સંદર્શક જે મૂળ તત્ત્વોનો સમુદાય તેજ ધર્મ.

---

તે ધર્મ. અથવા जनैर्ध्रीयते इति धर्मः એટલે માણુસોથી [સમુદ્રાદિમાં બુડતાંથી જેમ પાટીયાં વિગેરે પકડાય છે તેમ] ધરાય છે [આલંબન કરાય છે] તે ધર્મ.

S सं ઉપસર્ગ, बंध [બંધન] નામ, એ બે મળીને संबंध આ ઉપરથી માણુસને ઇશ્વર સાથે જે કર્તવ્યતારૂપ બંધન છે એ બંધનરજ્જુ તેજ ધર્મ.

# धर्म अनादि ईश्वरी छे अने ते माणसनी उत्पत्ति साथेज मळेलो छे.

૧૧. પરમાત્માના સુખસ્વરૂપમાંથી માણુસ ઉત્પન્ન થયો છે, ઈશ્વરે તેને પોતા વિષે પ્રેર્યો છે, એ પ્રેરણા અને તેથી ઉત્પન્ન થતી માણુસની કર્તવ્યતા તેજ ધર્મ છે. ધર્મ વડે માણુસ પાપરહિત પુણ્યવાન્ થઇ, ઈશ્વરસ્વરૂપને ઓળખી, અખંડ સુખ પામે છે, અને એ ઈશ્વરી નિયમ છે ત્યારે માણુસની ઉત્પત્તિ સાથેજ તે ધર્મ હોવો જોઈયે, એ નિર્વિવાદપણે માનવા યોગ્ય છે. માણુસને જેમ જેમ સંસ્કાર થાય છે તેમ તેમ તેની જ્ઞાન શક્તિ વધે છે. જ્ઞાન વધારવાને અવલોકન, શ્રવણ, મનનાદિ મુખ્ય સાધનો તથા સિદ્ધ અનુભવી ઉપદેશકો અવશ્ય જોઇયે, એ માનવું પણ સરલ છે. એમ છે અને પ્રારંભમાં મનુષ્ય સૃષ્ટિમાં જ્ઞાન અને સુખ સાહિત્યનો ઉત્કર્ષ થયેલો નહી એ સર્વમાન્ય છે. વળી જ્યારે પ્રથમ પુરૂષ ઉત્પન્ન થાય અથવા જુજ વિસ્તાર થાય ત્યારે એટલા સ્વલ્પ કાળમાં અને જણાવેલા સાધન વિના ધર્મ જેવા અતિસૂક્ષ્મ તથા મહા ગંભીર વિચારના જ્ઞાની તથા ઉપદેશકનો સંભવ નથી; અને માણુસનો તારણોપાય તો મહા ગંભીર જ્ઞાનદાયક ધર્મજ છે, અને તે ઈશ્વરે ઉત્પત્તિ સાથેજ આપેલો છે, તો તે અનાદિ ઈશ્વરીજ છે, અને તે ઈશ્વર-પ્રેરણાથી આદિ પુરૂષના અંતઃકરણમાં સ્ફુરી, તેના

મુખથી ઇતરને બોધ થયો; અને એમ પરંપરા ચાલી, આજ પણ આપણી પાસે ધર્મ, ગ્રંથના આકારમાં રહેલો છે, એ માનવું સંપૂર્ણ સયુક્તિક છે.

## धर्म एकज छे ने ते वेदधर्मज छे बीजा बधा वेद पछो, ने तेने आधारे कल्पेला धर्मो असज छे.

૧૨. આ બદ્ધા વિચાર ઉપરથી ધર્મ ઓકજ હોવો જોઇએ, પણ આજ આ દુનીયામાં એમ જણાતું નથી. વેદ, જ્યુ, જરથોસ્તી, ખ્રીસ્તી, મહમદી આદિ અનેક ધર્મ અને તેના ભિન્ન ભિન્ન ધર્મગ્રંથો છે. અને તે સહુ પોત પોતાના ધર્મગ્રંથને અનાદિ ઇશ્વરી માનેછે. [એ પ્રત્યેક ધર્મોમાં બીજા ફાંટા (પંથો) તો ઘણા થયેલા છે] ત્યારે તેમાંનો ખરો અનાદિ સપ્રમાણ એવો ઇશ્વરી ગ્રંથ કહ્યો? એ જાણવું પણ જરૂરનું છે; એ બદ્ધા તો ખરા હોય નહી પણ તેમાંનો એક અથવા તે શિવાય કોઇ ઇતર હોવો જોઇયે. આ વાતનો નિર્ણય કરવો દેખીતો બહુ કઠણ છે પરંતુ સંત્સમાગમથી શ્રવણ મનન કરી આત્મપ્રતીતિ કરતાં એ કઠણતા નીકળી જાયછે. તે એ રીતે કે—જેના આદિકાળ જણાય તે અનાદિ હોય નહી, ત્યારે એક વેદધર્ગ વિના બીજા સઘળા તેના કર્ત્તા અને કાળથી સાદિ સ્પષ્ટ દેખાય છે, કેમકે તેના કર્ત્તા મુસા, જરથોસ્ત, ક્રાઇસ્ટ અને મહમ્મદ આજથી કમમા કમ ૧૪૦૦, અને વધુમાં વધુ ૪૦૦૦ ચાર

હજાર વરસના અરસામાં થઈ ગયા છે. વળી તેમાં જે કેટલાંક ધર્મનાં મૂળતત્ત્વો છે તે વેદધર્મમાંથી લીધેલાં સ્પષ્ટ જણાય છે કેમકે તેના કરેલ ગ્રંથોમાં જે મૂળ તત્ત્વો છે તે, એ ગ્રંથો પૂર્વના [અનાદિ તથા પૂર્ણ] વેદગ્રંથમાં હતાંજ. વળી ઇશ્વર સર્વજ્ઞ અને સર્વશકિમાન્ છે, ને તેના નિયમો પણ બદ્ધા અવિચળ છે ત્યારે "તે ભુલ કરી વારંવાર હજાર હજાર અથવા તેથી ઓછા વધતા વરસને અંતરે ભિન્ન ભિન્ન ધર્મગ્રંથ આપે" એ માનવું તે બાળબુદ્ધિથી પણ જાડય છે. તેમજ તે સઘળા ગ્રંથોમાં કેટલાંક મૂળત્તત્વો સમાન રાખી બીજા કેટલાક બોધો એકેકથી ભિન્ન છે તો 'એકજ ઇશ્વર પોતાના એકજ ધર્મમાં વારે વારે અલ્પજ્ઞ માણસ બનાવેલા ધારામાં જેમ ફેરફાર કરેછે તેમ [ઇશ્વર] કરે એમ માનવામાં બીલકુલ ડાહાપણનો છાંટો નથી; એટલુંજ નહી પણ ઇશ્વરને અલ્પજ્ઞ માનવા બરાબર છે. તેથી પણ અધિક પવિત્ર ઇશ્વર માણસના એક સમુદાયને એક રીત ધર્મની જણાવી, બીજા [સમુદાય] ને બીજી બતાવે એ તેના ઉપર ઠગાઇનો દોષ મુક્યા બરાબર છે, ઈત્યાદિ અનેક કારણોથી વેદધર્મ વ્યતિરિકત બીજા બદ્ધા ધર્માભાસના ગ્રંથો 'સપ્રમાણ અનાદિ ઈશ્વરી નથી' એમ સ્પષ્ટ જણાય છે; પણ વેદ, ૧ અંતર, ૨ બાહ્ય, ૩ ફળ અને ૪ સૃષ્ટિ–સાદૃશ્ય એ ચારે પ્રમાણોથી અનાદિ ઈશ્વરી સ્વત: સિદ્ધ છે.

## वेदनो विस्तार तथा तेनां बे स्वरूप

૧૩. વેદના મુખ્ય મંત્ર, બ્રાહ્મણ, અને આરણ્યક એવા ત્રણ્ય ગ્રંથો તે પ્રત્યેકની ૧૧૮૦ સંખ્યા હતી, અને બીજા વેદોક્ત ધર્મના અસંખ્ય ગ્રંથો આ પૃથ્વી ઉપર વિસ્તાર પામેલા જેમાંના ઘણા એક આપણા હાથમાંથી ગયેલા છે; તો પણ તેનો મુખ્યાભિપ્રાય સૃષ્ટિમાં સચવાએલો છે, ને તે હંમેશાં રેહેવાનોજ, કેમકે તે અનાદિ ઈશ્વરી છે. વેદનાં મુખ્ય 'અર્થાત્મક અને વર્ણાત્મક' એવાં સ્વરૂપ વાચ્યવાચકની પેઠે છે. તેમજ વર્ણાત્મકમાં પણ મહા-વાક્ય અને ઉપવાક્ય એવા બે પ્રકાર છે. મહા-વાક્ય છે તે ઉપર જણાવેલાં પ્રમાણોથી અનાદિ ઈશ્વરી મહાત્માઓયે સિદ્ધ કરેલાં છે, ને તે સ્વતઃ સિદ્ધજ છે; તથા ઉપવાક્યો જનસંપ્રદાયના વલણ પ્રમાણે વિચાર તથા ક્રિયા જણાવે છે, જેનો મહર્ષિ-ઓએ સંગ્રહ કરેલો છે અને તેથી પણ ઈશ્વરના મહાન મહિમાનો વાક્યોની વ્યવસ્થા દ્વારા બોધ પ્રાપ્ત થાય છે.

## आ धर्ममाळा रचवानो हेतु तथा तेनी भूल चूक सुधारवा विषे महात्माओने विनति

૧૪. એહેવા મહા-મહિમાવાન્ પરમ-પવિત્ર તથા સપ્રમાણ વેદધર્મના મૂળ-તત્ત્વોનો લેશ માણસના મનમાં

આવે, અને તે લેશ-દ્વારા જીજ્ઞાસા ઉત્પન્ન થઇ ધર્મ જ્ઞાન પ્રાપ્ત થાય, એવા હેતુથી આ ધર્મમાળાનું નાનું પુસ્તક રચવાની હુંને ઉલટ થઈ. જો કે મે સંપૂર્ણ ધર્માભ્યાસ કર્યો નથી, ઉત્કૃષ્ટ સંસ્કૃત ભાષાના જ્ઞાનમાં માહારો પ્રવેશ નથી, તો પણ મહાત્માઓના સંગથી જે સત્સંગ થયો છે તે સત્સંગનો યત્કિંચિત્ ભાગ માહારા દેશબંધુને આપવાની માહારી ઉલટને હું શરણ થયો છઊં; અને એ સૂક્ષ્મ તથા ગંભીર વિચારનું કામ છે. તેથી તેમાં જે ખામી ( ભૂલ ચૂક ) રહી હશે તે દયાળુ ધર્મજ્ઞ મહાત્માઓ કૃપાદ્દષ્ટિથી સુધારશે એવી દઢાશા રાખું છઊં.

## ધર્મજ્ઞાન સબંધી ભરતખંડની હમણાંની સ્થિતિ

૧૫ આ ભારતવર્ષના સર્વ પ્રકારના અભ્યુદયને સુમારે એક હજાર વર્ષથી ધકકોજ પોહોંચતો આવ્યો છે. તેમ આપણામાંથી ધર્મજ્ઞાન પણ હ્રાસ પામતું ગયું છે. હમણાં ઇંગ્રેજ સરકારના સંરક્ષણ તળે ભરતખંડ આવવાથી તેની પ્રજાના ઘણા પ્રકારના ભય ઓછા થવાને લીધે તેની દશા પાછી વળવાનાં, અને વિદ્યા કળા-દ્વારા પુનરભ્યુદય થવાનાં ચિન્હો જણાવવા લાગ્યાં છે; પણ તે સાથે ધર્મજ્ઞાનનો ઉદય હજી પાસે દેખાતો નથી. વેદધર્મની સંસ્થાપના શ્રીમચ્છંકરાચાર્યે કર્યા પછે ફરી પાછું ગોંધળ થયું. મધ્ય-

કાળમાં તે દેશ-કાળ અને લોકોના વલણ પ્રમાણે કેટલાક પંથ–પ્રવર્ત્તકો અને આચાર્યોએ વેદને અનુસરી ધર્મજ્ઞાન જાળવી રાખવા પરાકાષ્ઠા યત્ન કરેલો, પણ પાછળથી તે પંથ પ્રવર્ત્તકો પરસ્પર પંથયુદ્ધની અને એશઆરામની ધામધુમમાં પડવાને લીધે હાલમાં તે યત્ન પણ બંધ પડેલો છે.

## धर्मज्ञान विषे आपणा लोकोनुं मन [illegible]मित थवानुं कारण.

૧૯. આવા સંધિમાં બીજા ધર્માભાસના પ્રવર્ત્તકો અને તેમાં મુખ્ય ક્રિશ્ચિયન પાદરીયો પોતે માની લીધેલો ધર્મ ફેલાવવા વેદધર્મના યથાર્થ જ્ઞાનના અજાણપણાને લીધે, કિંવા ગમે તેમ પણ વેદધર્મ ઉપરથી લોકોની નિષ્ઠા ખેસવવા સારૂ પરાકાષ્ઠા પ્રયત્ન કરે છે; તેથી જો કે ઉત્તમ પંક્તિના વેદાશ્રિતો તેની જાળમાં આવ્યા નથી તો પણ ઘણા જુવાનોનાં મન ભ્રમિત થાય એમાં નવાઇ નથી; કેમકે વિદ્યાના યોગથી તેની સૂક્ષ્મ બુદ્ધિ થાય અને નાનપણથી ધર્મબોધ નહી તથા ધર્મની નિંદાનું નિરંતર વાંચવું સાંભળવું રેહે એ, ભ્રમ થવાને કાંઇ જેવું તેવું સાધન નથી.

## ए भ्रम दूर करवाना उपाय योजवा विषे विनति

૧૭. આ ભ્રમ દૂર કરવાનો ઉપાય ધર્મજ્ઞ મહાત્માઓના હાથમાં છે. તેઓ પંથનો પક્ષપાત મુકી ખરા ધર્મનાં પુસ્તકો રચશે, અને શ્રીમાન્ માણસો તેવા પુસ્તકોને આશ્રય આપી ગરીબ ગુરબામાં મફત તથા બીજાને ઘણી જુજ કીંમતે આપશે, ત્યારે આપણા લોકોમાં પોતાના અનાદિ સપ્રમાણ અને પરમ પવિત્ર ઈશ્વરી વેદધર્મનું જ્ઞાન પાછું ઉદય પામશે માટે તેમ કરવા વિદ્વાનો, મહાત્માઓ અને ધનાઢયો પ્રતિ વારંવાર વિનતિ છે.

## आ धर्ममालाना अधिकारी अने तेमां मुख्य स्त्रीओ माटेज करेली पद्यरचना विषे तथा पद्यमालानी रचनानी टुंक समज.

૧૮. એ શુભ સમય આવે તેટલામાં ધર્મ સંબંધી જ્ઞાનનો લેશ આપણામાં આવે માટે આ ધર્મમાળાનો પ્રથમ ભાગ પ્રગટ કરવાની ઉલટ લીધી છે. આપણા ધર્મના ગ્રંથો સર્વોત્કૃષ્ટ સંસ્કૃત ભાષામાં છે; પણ એ દેવભાષાનું

જ્ઞાન વિદ્વાનો શિવાય બીજા ઘણાને ન હોવાથી તેનો લાભ લઇ શકાતો નથી. એ આપણા જ્ઞાનને આવરણ કરનારી મોહોટી અડચણ છે. કેટલાક મહાત્માઓએ પ્રાચીન સંસ્કૃત ગ્રંથ ઉપરથી ગુજરાતીમાં લખવાનો શ્રમ કરેલો છે, તેમ હું પણ ચાલતા સમયને અનુસરી યથામતિ લખું તો, તે માહરા દેશબંધુઓ કૃપા કરી સ્વીકારશે એવી આશા છે. ધર્મજ્ઞાનની આ-બાળવૃદ્ધને જરૂર છે; તોપણ વૃદ્ધોને કથા શ્રવણ, અને સાધુસંગાદિ મળી શકે છે, પણ સ્ત્રી, બાળને એ સાધન ઘણું કરી મળતાં નથી. વળી બાળકોને નાનપણમાં માતાઓના સંગથી ઘણું જ્ઞાન મળે છે. માટે જો સ્ત્રીઓમાં ધર્મજ્ઞાનનો લેશ થાય તો તે છોકરાંઓમાં સેહેલાઈથી ઉતરે, તથા વાંચી શકે, તેવાઓને વાંચવાથી પણ લાભ થાય એમ જાણી આ ધર્મમાળાની રચના તદનુકૂળ કરી છે. આપણા દેશમાં વિવાહ, જનોઇ અને વ્રત જાગરણમાં સ્ત્રીઓ જેવાં ઢાળનાં ગીતો ગાય છે તેવાં ઢાળનાં ૧૭ સત્તર ગીતોનો પ્રથમ ભાગમાં સમાવેશ કર્યો છે. પુસ્તકનું નામ 'માળા' છે તો તે માળાની શરોને ઠેકાણે પ્રત્યેક પદ અથવા કડવાં કે ગરબીનું સૂત્ર એવું નામ રાખેલું છે અને તેમાંના પ્રત્યેક છંદ અથવા કડીનું નામ મણિ [પારા] આપવું ઉચિત લાગ્યું છે.

જેમ આ પ્રસ્તાવનામાં સંસ્કૃત શબ્દોનો વધારો છે તેમ સૂત્રોમાં પણ છે. આ સૂત્રોમાંના શબ્દોનો કોશ પછવાડે આપ્યો છે તેથી તેનો પ્રાસંગિક અર્થ સમજવો ઠીક પડશે. બાળબોધમાં સંસ્કૃત શબ્દોનો સંગ્રહ જેમ ઓછો હોય તેમ સારૂં છે તથાપિ આ ધર્મવિષય છે અને તેના વિચાર સાથે એવા શબ્દોનું જો જ્ઞાન થયું હોય તો તેથી આગળ ધર્મજ્ઞાન વધારવાને તે વધારે અનુકૂળ પડશે. માટે જો કોઇ વાંચનાર સાંભળનારને તે આકરા [કઠણ] જણાય તો પણ તે આગળ લાભદાયક છે, એમ જાણી આળસ અને અનાદર ન કરતાં લક્ષપૂર્વક સાદ્યંત વાંચી સાંભળી જવું; એટલે લખનારના શ્રમનું સાફલ્ય થશે. ઇશ્વર સર્વનાં શુભ મનોરથ સફળ કરી સર્વને વેદધર્મમાં પ્રેરો.

અસ્તુ.

---



# દોહરા.



જગ કારણ તારણ તરણ, કરૂણાનિધિ કૃપાળ;
પ્રભુ પ્રસાદ ઉર આવતાં રચી ધર્મની માળ ૧
સંવત ઓગણિસો સરસ, ઉપર ચૌદ સોહાય;
ધર્મમાળ પ્રારંભવા, અંતર ઉલટ ન માય. ૨
સન્મિત્રોના સંગથી, ઉપજ્યો ઉર આનંદ;
પ્રેરિ બુદ્ધિ પૂરણ કર્યો, સમર્થ પ્રભુ સુખ કંદ. ૩
કંઠ કરતાં પ્રેમથી, લઘુ ધર્મની માળ;
વંદ ધર્મ દ્રઢ ધારશે, યુવા વૃદ્ધ ને બાલ. ૪
સુંદર દેશ સુરાષ્ટ્રમાં ગિરિ રૈવત શુભકાર;
નિકટ નગર સોહામણું, જુનાગઢ ગિરનાર. ૫
ભરવસ્તી બહુ ભાતમાં, નાગર નગર નિવાસ;
વડનગરામાં ગૃહસ્થગણ અભ્યંતર આવાસ; ૬
ગોત્ર કૌંડિન્યસ, ગુપ્ત છે, શર્મ, વેદ છે સામ;
શુભ છે શાખા કૌથમી, કીકાણી ઉપનામ. ૭
મૈત્રાવરૂણ, વશિષ્ઠને, કૌંડિન્ય, નામ ભણાય;
મહર્ષિઓના નામથી, પ્રવરો ત્રણ્ય ગણાય ૮
મજમુદાર નંદલાલ સુત, જટાશંકર અભિરામ;
તનય તેહનો જ્યેષ્ઠ છઊં, મણિશંકર મુજ નામ. ૯

બહુ ન ભણ્યો વળિ નવ ગણ્યો, કળા ન વિદ્યાજ્ઞાન
પદ ભોળે ભાવે કહ્યાં. ધરો પ્રભુનું ધ્યાન. ૧૦
બાળ યુવા ને વૃદ્ધ સહુ, પ્રાકૃત જે નરનાર;
ધર્મમાળ ગાઇ ધરે, વેદધર્મ આધાર. ૧૧
એજ આશ મનમાં અતિ, બાળ વૃદ્ધ સહુ ગાય.
વેદધર્મ દઢ ધારતાં. સફળ મનોરથ થાય. ૧૨
નહિ કવિત્વ નહિ ઝડઝમક, નહિ રસ કે નહિ પ્રાસ.
રાગ રાગણી તાલવણુ, બાળક ભાવ પ્રકાશ. ૧૩
બાળભાવ ઉર આણિને, સજ્જન જુવો ન ખોડય
સત્‌શિક્ષા સહુ આપજો, એ માગું કર જોડય ૧૪
સવિકારી ક્ષય ભયહારિ, મણિ સુમનાદિ માળ;
અધિકારી સ્થાયી અભય, એક ધર્મની માળ ૧૫
સડે ન સૂકે કે શળે, ત્રુટે નહિ ઘસાય;
બળે ન હારેજન નવ હરે, દઢ જો કંઠ કરાય. ૧૬
એ જાણી ઉર આણવો, પ્રેમ ભાવ ભરપૂર;
માળ ધર્મની ધારતાં, મંગળ થાય જરૂર ૧૭
પ્રતિપળ જોતાં ઝડપથી, કાળ વહન કરી જાય;
ગયા સમયને કોઈના કદી ન ભેટો થાય. ૧૮
જશે મૃત્યુ મુખમાં સહુ, યુવા વદ્ધ ને બાળ
વેદધર્મ દઢ ધારશે, તેજ જીતશે કાળ; ૧૯
કૃપા કરી કરૂણેશ દ્યો, શુભમતિ શુભ અવકાશ
દ્વિતીય ભાગ રચવા તણી, નાગરમણિ મન આશ ૨૦

# અથ

## પદ્મમાળા

## પ્રથમ ભાગ,

# સૂત્ર ૧ લું.

## મંગલાચરણ.

(ઢાળ—ચંડાસુરના ગરબાનો "જય જગદંબારે" નો.)

કારણ વણ કાર્ય ન હોય, થાય પ્રતીતિ રે;
કૃતિ કરતા કેરી હોય, કહું તજી ભીતિ રે. ૧
કંઈ આપે આપ ન થાય, જ્ઞાન ન જડમાં રે;
કદિ શૂન્ય થકી ન કરાય, વસ્તુ છે જડમાં રે. ૨
સંકેત કુશળતા જ્ઞાન, ખરચ્યું છે જેમાં રે;
કરતાં કૃતિનું અનુમાન, ન સંશય તેમાં રે. ૩
જે આકૃતિ બાજુવાન, હદ દરસાવે રે;
તે સાવયવી ગુણવાન, કારજ કહાવે રે. ૪
જે થયો પામે પરિણામ, શરૂ ને છેડો રે;
તે આદિ અંત તમામ, સત્ય નિવેડો રે, ૫
એ નોહે કદી સ્વાધીન, ત્રિકારિ વિનાશી રે;
કરતા કેરે આધીન, રહ્યુંચ પ્રકાશી રે. ૬

એવા સ્વીકૃત પક્ષ અનેક, વેદ—ધરમથી રે;
સ્વીકારે થાય વિવેક, સત્ય પરમથી રે. ૭
જે દ્રશ્ય અને કલ્પાય, વિનાશી જાણો રે;
બહુ વ્યક્ત વ્યક્ત કળાય, કાર્ય પ્રમાણો રે. ૮
નહીં કારજ કદી અનાદ, કારણ દીશે રે;
નિશ્ચે છે નહી વિવાદ, મનડું હીંસે રે. ૯
મુળે કારજ નહીં હોય, થયું છે જેથી રે;
તે કરતાં નિશ્ચે હોય, પ્રકાશે તેથી રે. ૧૦
ન થયો ન પામે નાશ, અનાદિ અનંત રે;
અવયવવણ સદા પ્રકાશ, નહી ગુણવંત રે. ૧૧
અવયવિ ગુણનો આધાર, સગુણ તે કાજે રે;
નિરવયવી તે નિરાકાર, નિર્ગુણ છાજે રે. ૧૨
નિર્ગુણ માટે ન વિકાર, સદા અધિકારી રે;
અનુભવથી સાક્ષાત્કાર, કરે અધિકારી રે. ૧૩
એવા એકજ ઈશ અખંડ, અવાચ્ય કહાવે રે.
મહા માયા પ્રબળ પ્રચંડ, લક્ષમાં નાવે રે. ૧૪
પરમાણું પિંડ સમસ્ત, કાર્ય તમારૂં રે;
નિરખતાં વ્યક્તાવ્યક્ત, થકે મન મ્હારૂં રે. ૧૫
અણુલિંગ અગોચર આપ, અકળ અવિનાશી રે;
મહિમા માયાનો આમાપ, રહ્યો છે પ્રકાશી રે. ૧૬
જો એક તો અવર ન હોય, અસંખ્ય ભળાયે રે;
માયાનું કારજ સોય, ન સહજ કળાયે રે. ૧૭

છો સઘળે વ્યાપક વાસ, આપ અરૂપે રે;
અનુભવથી થાય પ્રકાશ, ધર્મ સ્વરૂપે રે. ૧૮
કરતા કૃતિ પોષક પોષ્ય, આધેય આધાર રે;
ભાવાભાવને શોષક શોષ્ય, સંબંધ પ્રકારે રે. ૧૯.
આકર્ષણ કાળ ને કર્મ, સુખ દુખ જ્ઞાન રે;
બીજા વિધવિધના ધર્મ, સઘળે સમાન રે. ૨૦
પ્ર ધર્મ રૂપ ત્રૈલોક, વસો છો વાસો રે;
સચ્ચિદાનંદ કંદ અશોક, પૂર્ણ પ્રકાશો રે. ૨૧
ધર્મી ને ધર્મ ન ભિન્ન, નિશ્ચય એક રે;
અણુમાપિ અપરિછિન્ન, વેદ વિવેક રે, ૨૨
અર્થાત્મક વ્યાપક વાસ, ત્રિલોકે રાજો રે;
વર્ણાત્મક વેદ પ્રકાશ, ભલી છબ છાજો રે. ૨૩
સઘળે છો ધર્મસ્વરૂપ, ધર્મ દઢ કરજો રે;
મંગળ-પ્રદ મંગળરૂપ, દુરમતિ હરજો રે. ૨૪
મંગળ સહુ ધર્મની માળ, રચું મતિ આપો રે;
ધારે ઉર વૃદ્ધને બાળ, કરી નિજ થાપો રે. ૨૫
કરિ મંગળાચરણ વિચાર, શ્રી હરિ ભજવા રે.
નાગરમણિ સમજી સાર, શોક ભય તજવા રે. ૨૬

## દોહો.

જગજનક જગદીશ ગુણ, ગાયત્રીમાં ગાઉં;
બુદ્ધિ શુદ્ધ નાગરમણિ, પેરો પાવન થાઉં.

## इति प्रथम सूत्र समाप्त.

# સૂત્ર ૨ જું

## ઈશ્વરસ્તુતિવિચાર.

(ઢાળ—સીતા સ્વયંવરના "ઘણું સુંદર સોહાવે
રાજા રામજીનું રૂપ" એ કડવાનો અથવા
"બાળા દેખાડય દેખાડય તારો વૈકુંઠપતિ" એનો)

જય જય જગ કારણુ ભગવાન પ્રભુ;
જયજય અધમ ઓધારણુ નાથ વિભુ. જ૦ ૧
સચ્ચિદાનંદ કંદ અવિનાશિ કીરતાર,
વદે વેદ અણુનામી બહુનામી વિશ્વાધાર. જ૦ ૨
ચક્ષુ વાણી મન પર પ્રભુ તારૂં છે સ્વરૂપ,
વેદ-વાકયના બોધથી છે અનુભવરૂપ. જ૦ ૩
તારૂં સ્તવન કરતાં મુનિ પામે નહી પાર,
થાકયા પંડિતો કવિઓ કરી કરીને વિચાર. જ૦ ૪
રૂડા ચંદર સૂરજ ગુરૂ ભ્રુગુ જેવા ગોળ,
વણુ આધારે ભમે છે જેમ ભમે છે ભૂગોળ. જ૦ ૫
એવા અગણિત ગોળે ભર્યું શોભે છે આકાશ,
ત્હારી માયાએ થયો છે માત્રા ભૂતનો પ્રકાશ. જ૦ ૬

પર અપર પ્રકૃતિ તણા વિવિધના ઘાટ,
નામ રૂપે નાના રંગના છે અલૌકિક ઠાઠ. જ૦ ૭
એવી અદ્દ્ભૂત રચના છે ચિત્ર વિચિત્ર,
ખોડખાંપણ વિનાનો રચનારો તું પવિત્ર. જ૦ ૮
આપે નિરગુણ સગુણ સ્વરૂપ વિશ્વાધાર.
મહા–માયાયે રચ્યો છે અવીનવો આ સંસાર. જ૦ ૯
શાસ્ત્રે સગુણ સ્વરૂપે કથ્યા અનૂપ આકાર,
થાય અનુભવ દીશે શુદ્ધ સત્ત્વ નિરાકાર. જ૦ ૧૦
સત્વ રજ તમ ગુણ રૂપે રાખ્યાં તારાં નામ.
વિષ્ણુ બ્રહ્મા રૂદ્ર દેવ તને કરૂં હું પ્રણામ. જ૦ ૧૧
કથ્યું જાય કશું નરમતિ દીશે અતિ અલ્પ,
નાવે પાર સહસ્ર મુખે કેતાં વીતે કોટિ કલ્પ. જ૦ ૧૨
નિદ્રા આહાર વિહાર ભય પ્રીતિ જેવી વાત,
સમ રીતીયે આપીને રચ્યાં પ્રાણિયો સમસ્ત જ૦ ૧૩
તેમાં નરજાતિ માથે તારો દીશે અતિ પ્યાર,
એમ માનવાને માટે તેમાં વિવેક વિચાર. જ૦ ૧૪
એવા વિવેકથી પામવાને અનુભવ દેશ,
ધર્મ વેદનો આપીને રૂડો કીધો ઉપદેશ. જ૦ ૧૫
પરીપૂર્ણ મુકયાં વેદ વિષે ધર્મતણાં તત્વ,
જેના આશ્રયથી પામે જન પ્રભુ પદ સત્વ જ૦ ૧૬
એવા વેદ–ધર્મ તણા રૂડા તત્વના પ્રકાર,
દેશ–ભાષામાં ગાવાને હુને ઉપન્યો વિચાર જ૦ ૧૭

મતિ–મંદ ગતિ નથી કાવ્ય કરવા પ્રકાશ,
બાળ બોલે તેમ બોલું રાખી દૃઢ વિશ્વાસ. જ૦ ૧૮
માટે પાપ હરી દયા કરી દેજો પ્રભુ વાણ,
ઇચ્છા પૂરો મ્હારી કરૂં જેથી ધર્મનાં વખાણ. જ૦ ૧૯
શ્રદ્ધા ભક્તિથકી ધરે જે કો ધર્મતણી આશ,
ભણે નાગર મણિ જે પ્રભુ રેછે તેની પાશ. જ૦ ૨૦

## દોહો.

બાળમતી ઉર ધારતાં, ધર્મતણી આ માળ,
નાગર મણિ ઉર આવશે, ગાયત્રીપદ માળ. ૨

## इति द्वितीय सूत्र समाप्त.



# સૂત્ર ૩ જું.

## उपक्रमविचार.

(ઢાળ—લોલના ગરબાનો)

ધર્મ વેદનો અનાદિ, અનુસ્યૂત છે રે લોલ;
સૃષ્ટિ સ્થિતિ લગે ક્ષમ ને અચ્યૂત છે રે લોલ;
એથી આર્યલોક આર્યપણું પામિયારે લોલ,
શ્રેષ્ઠ સર્વથકી ગર્વ તજી જામિયા રે લોલ; ૧

ભારતવર્ષ ઘણા કાળધિ પ્રખ્યાત છે રે લોલ,
ધન ધાન્ય વિદ્યા કળામાં વિખ્યાત છે રે લોલ;
તેનું કારણ છે એજ ધર્મ ઈશ્વરી રે લોલ;
ન્યાય—નીતિતણી કીર્તિ ઘણી વિસ્તરી રે લોલ. ૨

જેને આશ્રયે મુની મહર્ષિ લોકમાં રે લોલ;
જશ કીર્તિએ પોહોચ્યા ત્રિલોક થોકમાં રે લોલ,
આર્યલોક શ્રદ્ધા સંપથિ તે પાળતાંરે લોલ;
પુણ્યવાન થઇ પાપ નીજ બાળતાં રે લોલ. ૩

કેક કલ્પ વિષે એમ સુખ ચેનમાં રે લોલ,
ધર્મ ચુકી પડે લોક પાપ—વેનમાં રે લોલ;

ત્યારે દુઃખને દારિદ્ર આવે જોરમાં રે લોલ;
લોકો નારકી થઇને ફરે તોરમાં રે લોલ. ૪

તત્વ ધર્મનાં ન પાળે ચાલે મંદ ભર્યા રે લોલ,
મધ-માંસતણી સ્વાદ વિષે પરવર્યા રે લોલ;
ચોરી,, ચાડિ, જારિ, જ્યારી કરે જોરશું રે લોલ,
હિંસા, નિંદા કરી પ્રજા પીડે તોરશું રે લોલ. ૫

ધર્મ તજી ભજે નવા નવા પંથને રે લોલ,
પાળે પાંખડો ન ભાળે વેદ કંથને રે લોલ;
લોભ લાલચ દગાથી કરે પાપને રે લોલ,
ઠગે મિત્ર પુત્ર માત સુહૃદ બાપને રે લોલ. ૬

વેર દ્વેષ કપટ ક્રોધ કામ ઝુંડમાં રે લોલ,
લડી માહોમાંહ પડે નરક-કુંડમાં રે લોલ;
એમ હ્રાસ જ્યારે ધર્મતણો થાય છે રે લોલ,
ઇશ ઇચ્છાથકી પુરૂષ પ્રગટાય છે રે લોલ. ૭

પુરૂષ ઇશ્વરી અધર્મ મૂળ કાપીને રે લોલ,
સુખ શાંતિ કરે વેદ-ધર્મ થાપીને રે લોલ;
નિતિ ભકિત સમાચાર વધે પ્રીતશું રે લોલ,
પંથ પાખંડો મટાડે રૂડી રીતશું રે લોલ. ૮

વારંવાર કરે પ્રભુ ધર્મ સ્થાપના રે લોલ,
એમ સંભાળે છે ઇશ જન આપના રે લોલ;
પુણ્ય લોક પુણ્ય ભોમ ભરત ખાસ છે રે લોલ,
માટે સત્ય ધર્મ બીજનો ત્યાં વાસ છે રે લોલ. ૯

પૂણ્ય ભૂમી પાત્ર ધર્મ તણું જાણીને રે લોલ,
ત્યાંજ થાપના કરે છે પ્રેમ આણીને રે લોલ;
છેલા બુદ્ધ કાપાલિ આદે પરવર્યા રે લોલ,
તેને ત્રોડવા શ્રિશંકરસ્વામી અવતર્યા રે લોલ. ૧૦

મતો એવા અનેકને ઉથાપિયા રે લોલ,
સત્ય ધર્મ વેદ સત્ય કરી થાપિયા રે લોલ;
ઘણા વર્ષ લગે રહી એવી સ્થાપના રે લોલ,
વળી પાછળથી ફેલ્યા મત પાપના રે લોલ. ૧૧

ખ્રિસ્તી મહુમ્મદી આદે છે પરદેશના રે લોલ,
બિજા પાખંડી વધ્યા છે આપણુ દેશના રે લોલ;
વેદ–ધર્મ તણા મર્મને જાણ્યા વિના રે લોલ.
બોધ શાસ્ત્ર ગુરૂ મન્નમાં આણ્યા વિના રે લોલ. ૧૨

વેદ ધર્મને નંદે ન વંદે ઇશને રે લોલ,
જેથી પોતાને નમાવે લોક શીશને રે લોલ;

એમ ગ્રન્થો રચીને ભાત ભાતના રે લોલ;
પુજાય પંથો રચીને જાત-જાતના રે લોલ. ૧૩

પુનર્જન્મને ન માને હણે પ્રાણીને રે લોલ,
મદ્ય માંસ ભખે સ્વાદ સારો જાણીને રે લોલ;
ખોટી નિંદા લખીને વેદ ધર્મની રે લોલ,
છાપે ચોપડી નવી નવી અધર્મની રે લોલ. ૧૪

સત્ય ધર્મ રહ્યો છે દેવ-વાણીમાં રે લોલ,
તે તો વાણી રહી સર્વને અજાણીમાં રે લોલ;
ગુરૂ આચાર જો પડયા ધામધુમમાં રે લોલ,
ધન માલ અભીમાન તણી ધુમમાં રે લોલ. ૧૫

સત્ય ધર્મ તણો બોધ કો કરે નહી રે લોલ,
ખોટી ચોપડિઓ પાઠમાં આવે સહી રે લોલ;
કથા કેરા અલંકાર નાવે ઉરમાં રે લોલ,
તેણે લોકો તણાય ઢોંગ પૂરમાં રે લોલ. ૧૬

ધર્મ-બોધની નિશાળો તો મળે નહી રે લોલ,
બાળ વૃદ્ધ તણા સંશયો ટળે નહી રે લોલ;
ધર્મ-શીલ જને કંઇક કરવું ઘટે રે લોલ,
જેમ પાપ-કર્મ લોક માંહેથી મટે રે લોલ. ૧૭

દેશભાષા વિષે ધર્મ-જ્ઞાન આપવું રે લોલ,
બાળ વૃદ્ધનું અજ્ઞાન તુરત કાપવું રે લોલ;
એથી ચિત્ત કોનાં ધર્મથકી નવ ડગે રે લોલ,
લેશ ધર્મતણો ચિત્તમાંહે જગમગેરે લોલ. ૧૮

મતિ અલ્પ થકી ધર્મમાળા હું કરું રે લોલ,
ભૂલ ટાળવા વિવેકીની સ્તુતી કરૂં રે લોલ;
કાવ્ય કળા તણી ખોડ રૂદે નવ ધરે રે લોલ,
કામ ધર્મતણું જાણીને ક્ષમા કરે રે લોલ. ૧૯

ધર્મ જ્ઞાતાઓ ચોમેરથી [illegible] રે લોલ,
દેશ-ભાષા વિષે ગ્રંથ ઘણા આદરે રે લોલ;
તો તો સત્ય ધર્મ સ્થાપના પાછી થશેરે લોલ,
પંથ પાખંડોનાં મુળ ઉખડી જશે રે લોલ. ૨૦

શક્તિમાન ધરી ધર્મ અભિમાનને રે લોલ,
એવાં પુસ્તકો ફેલાવે દેઇ માનને રે લોલ;
મોટી શાળાઓ બાંધીને આશ્રય આપશે રે લોલ,
પ્રભુ સાહે કરી સત્ય ધર્મ થાપશે રે લોલ. ૨૧

નીતિ ભક્તિ ને વૈરાગ્ય જ્ઞાન વાધશે રે લોલ,
દુઃખ દારિદ્ર હણીને સુખ સાધશે રે લોલ;

સત્ય ધર્મ એક વેદ સત્ય જાણીને રે લોલ,
ગાય નાગર મણિ તે ભાવ આણીને રે લોલ. ૨૨

દોહો.

પ્રણવ બીજ પ્રગટે પ્રભુ. અર્ધાત્મકથી આપ;
જેનું આ નાગર મણિ, વૃક્ષજ વેદ અમાપ. ૩

इति तृतीय सूत्र समाप्त.



# સૂત્ર ૪ થું.

## सत्संगविचार

(ઢાળ—સીતાવેલનો અથવા ઇશ્વરવિયાનો)

સત્ય ધર્મ છે વેદ વેદાંગે રે, તેનાં તત્વ જાણો સત્સંગે રે;
સત્સંગને શાસ્ત્ર વખાણે રે, જેનો મહિમા મુનીવર જાણેરે. ૧
સત્સંગ-તણો સંસ્કાર રે, જેથી જાય અજ્ઞાનાંધકાર રે;
જડતા હોય બુદ્ધિની માહાય રે, સત્સંગથી દૂર પળાયરે. ૨
પ્રમાણિકતા સંત વાણી રે, તે તો સત્સંગ માંહે સમાણીરે;
અભિમાન ન રહે લવલેશ રે, ટળે મનના તો સકળ ક્લેશરે. ૩
દયા શાંતિ ક્ષમા સમદષ્ટિ રે, સત્સંગમાં ત્હેની વૃષ્ટિરે;
શાચ ઉત્સાહ મીઠી વાણરે. જ્ઞાન ભક્તિ વિરાગની ખાણરે. ૪
કામ ક્રોધ મોહ મદ લોભરે, સહિત મત્સરનો કરે થોભ રે;
એવા લાભ બીજા અગણિત રે, સત્સંગ કરો ધરી પ્રીતરે. ૫
મળે જ્ઞાન ભંડારની કુંચી રે, સત્સંગ કરે મતિ ઊંચી રે;
ઊઘડે મન બુદ્ધિનાં તાળાં રે, થાય અંતરમાં અજવાળાં રે. ૬
મેલ મનના તે સઘળા જાયે રે, રૂડાં અંતર નિર્મળ થાયરે;
સાચી ભક્તિને સત્ય વૈરાગરે, થાય પ્રભુજીમાં દૃઢ અનુરાગરે. ૭

સત્સંગ મળે છે તેને રે, હોય અનુગ્રહ ઇશ્વર જેને રે;
વણ અનુગ્રહ ચિત્તમાં નાવે રે, એમ વેદ વેદાંગ બતાવેરે. ૮
સત્સંગ થયો છે જેને રે, મટે મ્હારૂં ને ત્હારૂં તેને રે;
તેને ન હોય હરખ કે શોક રે, સદા તેને આનંદના થોક રે. ૯
દુઃખ દારૂણ નર્કનું તેને રે, ટળે સત્સંગ સાચો જેને રે;
જાય જન્મ મરણના ફેરારે, એવા લાભ છે સત્સંગ કેરારે. ૧૦
થાય નિત્યાનિત્ય વિવેક રે, મુખ હસતું ને સત્યની ટેક રે;
રહે હળી મળી રૂડી પેર રે, સત્સંગીને કોથી ન વેર રે. ૧૧
કરે કામ ધરી અનુરાગ રે, પણ અંતર માંહે વિરાગ રે;
એવાં સત્સંગનાં ફળ કહાવેરે, તે તો નાગર મણિ મન ભાવેરે. ૧૨

દોહો.

રક્ષક સહુના એક છો, પ્રબળ પ્રતીતિ થાય.
પ્રથમ પ્રણવ પદ પામીને, નાગર મણિ હરખાય. ૪

## इति चतुर्थ सूत्र समाप्त.

---



# સૂત્ર ૫ મું.

## नियमविचार

(ઢાળ—દેવાનંદના પદનો "હૈયાના
ફુટા હરિ સંગ હેત ન કીધું." એનો)

નરનારી સઘળાં નિયમ ધર્મના પાળો.
કરિ ભક્તિને મુક્તિ સાંધો, પાપ તમારાં બાળો રે;
નરનારી સઘળાં નિયમ ધર્મના પાળો. ૧
એક ઘડી પણ રાત રેહેતાં નિદ્રાને દ્યો ત્યાગી,
જગ કારણ ઇશ્વરને સમરી સચેત થાઓ જાગી રે. નર. ૨
મળ મૂત્ર મુખ શુદ્ધ કરી તન રોગ ન હોય નિરધાર,
અઘળા શુદ્ધોદકથી નાહી સ્નાન કરો શુભકાર રે. નર. ૩
એક ઘડી ચિત્ત સ્થિર કરીને ધીરજથી પ્રભુ ભજવા,
અર્થ કામના સકળ મનોરથ અંતરમાંથી તજવા રે. નર. ૪

પર–પીડા જારીને ચોરી ક્રોધ મોહ મદ કામ,
મત્સર લોભને દંભ તણી તમે ટાળો દિલથી ઠામ રે નર. ૫
સત્ય દયા સંતોષ ક્ષમા ને ધીરજ આર્જવ પ્રીતી,
શાંતિ ભક્તિને પ્રાર્થના એજ ધર્મની રીતી રે. નર. ૬
બ્રહ્મા વિષ્ણુ શિવ શક્તિને સૂર્ય ઈંદ્ર ગણેશ,
વરૂણ મિત્ર હુતાશ ભવાની બ્રહ્મ પ્રભુ વિશ્વેશ રે. નર. ૭
એક પ્રભુનાં અનંત નામ પણ નહીં વસ્તુમાં ભેદ,
ત્રણ્યે લિંગે સ્તુતિ કરીને જશ ગાયે છે વેદ રે. નર. ૮
એ જાણી એ નિયમો પાળી કરવી ભક્તિ સાચી,
અવર વાત કાંઇ કામ ન આવે જે કરવી તે કાચીરે. નર. ૯
એ નિયમોથી જે કોઇ વરતે તેહેનો સર્ગે વાસ.
ચાર વર્ણનાં કર્મ કરે પણ જમ નહિ આવે પાસ રે. નર. ૧૦
જન્મ્યા તેહેને નિશ્ચે મરવું નામ તણો છે નાશ,
નામ રૂપના નવલા ઠાઠો એ માયાનો પાશરે. નર. ૧૧
માત તાત બંધુને મિત્રો પતિ પત્નિ પરિવાર,
ધન ધાન્ય જે થયું એકઠું તે જાવું નિરધાર રે. નર. ૧૨
કોઇ ક્ષણ ઘડિ કોઇ દિવસે માસે કોઇ વરશે બે વરશે,
કોઈ પાંચેને કોઇ પચાશે સો વરશે ગણુ મરશે રે. નર. ૧૩

એમ નિરંતર રહ્યો મચીને કાળકમણ અખાડો રે. ન૦ ૧૪
સત્ ચિત્ આનંદ નામ રૂપ એ પંચક જગ પરમાણો.
પ્રથમ ત્રણ્ય તે રૂપ બ્રહ્મનાં બે માયાનાં જાણો રે ન૦ ૧૫
શુદ્ધ અનાદિ રૂપ બ્રહ્મથી નિજ આત્માને મેળો,
અજર અમર અવિનાશી છે તે ભક્તિ ભાવે ભેળો રે. ન૦ ૧૬
એમ અખંડિત જ્ઞાન મળે તો મુક્ત પરમપદ પામો,
સચ્ચિદાનંદ બ્રહ્મ-પદ પામી જન્મ મરણ દુખ વામો રે, ન૦ ૧૭
નિયમ વીશ વણ તપ કે વ્રત તે દુઃખજ દેહતે દેવું.
કાં કાંઇ લોભ કે ઢોંગજ માટે સહુયે સમઝી લેવું રે ન૦ ૧૮
વણ નિયમે તીરથ કરવાં તે ફોગટ ખાવા ફેરા,
કાં તો છતના છાક બતાવી સુંદર દેવા ડેરા રે. ન૦ ૧૯
નાગર મણિ કહે ધર્મ નિયમથી જે સમઝીને કરશે,
વેદધર્મ નૌકામાં બેશી ભવ સાગરને તરશે રે ન૦ ૨૦

દોહો.

વ્યાહૃતિથકી ત્રિલોકના, કરતા એક કળાય.
ભરતા હરતા આપ છો, નાગર મણિ સમજાય. ૫

# इति पंचम सूत्र समाप्त.



# સૂત્ર ૬ ઠું

## व्रतोत्सवविचार।

[ઢાળ—રાણાજીના ઢાળીઆનો "હો રાણાજી રામની સંઘાતે રાડય ન કીજીયે" એનો]

વેદ ધર્મ તણા, મરમ ઘણા મન માંહે સર્વે આણો,
વ્રત ઉત્સવની, વાતો નિર્મળ ભક્તિ ભાવે જાણો. ૧
પરમેશ્વરપર મન ઠરવાને, ચિત્ત શુદ્ધિ રૂડી કરવાને;
વળી પાપ સકળ પરહરવાને—વેદ. ૨
વિષયોથી ઇંદ્રિય વશ કરવા, સુખ આનંદ અંતરમાં ભરવા;
મન હોંશ હવસ પુરા કરવા—વેદ. ૩
વ્યવહારની શુદ્ધિ થાવાને, મળિ સંતને કિરતન ગાવાને;
વળિ તાપ ત્રિવિધના જાવાને. વેદ૦ ૪
પુણ્ય દાન બહુવિધ દેવાને, ચિત્ત ઇશવિષે દૃઢ રેહેવાને;
કરવા વિધ વિધની સેવાને. વેદ૦ ૫
વ્રત ઉત્સવના દિવસો જાણો, પ્રભુ પ્રીતે કરવા પરમાણો;
યમ નિયમો તેના ઉર આણો. વેદ૦ ૬
યમ નિયમથકી વ્રત આદરવાં, શ્રધ્ધા સાત્વિકિ આણી કરવાં
અધિકારીયે ઉરમાં ધરવાં. વેદ૦ ૭

યમ દશ વિધના છે તે પાળો, દઢ વ્રત ધરી સંશય ટાળો,
નિત્ય વરતી પાપ પુરવ બાળો. વેદ૦ ૮
બ્રહ્મચારીનું વ્રત (૧) રાખીને, ઉર ભૂતદયા (૨) દઢ રાખીને;
મન ક્ષમા (૩) કરો સહુ સાંખીને. વેદ૦ ૯
જોઇ પાત્ર દ્યો દાન(૪)પ્રભુ પ્રીતે, સત્ય(૫)રાખો સદા પ્રિયને હીતે;
રહિ શુધ્ધ અકુટિલતા (૬) ની રીતે. વેદ૦ ૧૦
ચોરી(૭)તન મનથી દૂર કરો, હિંસા(૮)પર ચિત્ત જરા ન ધરો,
મધુરી વાણી (૯) મુખ માંહે ભરો. વેદ૦ ૧૧
દમથી(૧૦)ઇંદ્રિય વશ રાખોને, સુખ વિષયતણાં નવ ચાખોને;
દશ યમ એ દિલમાં દાખોને. વેદ૦ ૧૨
એવા દશ નિયમો ધારો અંગે, નિત્ય વેદાશ્રિતને સત્સંગે;
કરો ઉત્સવ વ્રત સદા રંગે. વેદ૦ ૧૩
શુધ જળથી સુંદર સ્નાન(૧)કરો, દુર્વાક્ય વિષે દઢ મૌન(૨)ધરો,
હોય શક્તિ તો ઉપવાસ (૩) કરો. વેદ૦ ૧૪
વિધિવત્ પૂજા (૪)પ્રભુની કરવી, પ્રત્યક્ષ ગમે માનસ ધરવી;
દઢ ભક્તિ પ્રભુનિ મનમાં ભરવી. વેદ૦ ૧૫
સ્વાધ્યાયને(૫)પાઠ મુખે કરવા, ઉપસ્થતણો નિગ્ર[illegible] [illegible]કરવા;
બહુ ભાવ (૭) ગુરૂ માટે [illegible] [illegible]રવા. વેદ૦ ૧૬
બાહિરંતરશૌચે (૮) શુદ્ધ રહી, આનંદી રહો અક્રોધી (૯) થઇ;
પ્રમાદથી (૧૦) વસવું દૂર જઇ. વેદ૦ ૧૭
યમ નિયમ એવાથી જે કરશે, વ્રત તેનાં પ્રભુ દિલમાં ધરશે;
તે જન પ્રભુ પાસે પરવરશે. વેદ૦ ૧૮

યમ નિયમ વિના નિષ્ફળ જાશે, ફોગટ શ્રમ કરતાને થાશે;
તે જન પ્રભુ પાસે પરવરશે. વેદ૦ ૧૮
યમ નિયમ વિના નિષ્ફળ જાશે, ફોગટ શ્રમ કરતાને થાશે;
નહી તેડે પ્રભુ પોતા પાસે.. વેદ૦ ૧૯
કેવળ યમ નિયમને અનુસરતા, વ્રત આદિ કદી કો નવ કરતા;
નાગર મણિ તો પણ તે તરતા. વેદ૦ ૨૦

## દોહો.

વ્યાહૃતિથકી આ વિશ્વમાં, આદિ મધ્ય ને અંત.
નાગરમણિ નિશ્ચય થયો એકજ છો ભગવંત. ૬

## इति षष्ट सूत्र समाप्त.



# સૂત્ર ૭ મું

## યાત્રાવિચાર।

[ઢાળ–ગિરનારીના ગરબાનો]

રૂડા વેદ–ધર્મના મર્મ કે સહુ શ્રવણે ધરો રે,
કરવા જાત્રા કેરાં કર્મ કે તીરથ પરવરો રે ૧
કથા છે મહાભારતની માંહે કે સુંદર બોધની રે,
કહે છે ભીષ્મ થઈને સાહે કે રૂડા શોધની રે. ૨
શ્રી અનુશાસન પર્વથી મધ્ય કે અધ્યો તેરમો રે.
કરતાં શ્રવણ-મનન ને સદ્ય કે મુનિઓ મન ગમ્યો રે. ૩
કાયા વાણી મનથી ત્યાગ કે કરિ દશ કર્મનો રે.
કરવાં તીરથ હોય સભાગ્ય કે આશય ધર્મનો રે. ૪
જાત્રા તોજ સફળ તમ થાય કે નિશ્ચે જાણજો રે,
તે વણ શાસ્ત્ર અફળતા ગાય કે તે મન આણજો રે. ૫
ત્રણ્ય કાયાથી વચને ચાર કે મનથી ત્રણ્યને રે,
તજશે જે મન આણી પ્યાર કે પામે પુણ્યને રે. ૬
હિંસા ચોરી ને વ્યભિચાર કે તજવાં દેહથી રે,
કાયા કર્મ એ પાપી ધાર્ય નરક છે તેહથી રે. ૭
મિથ્યાવાનેદારુણ કઠોર કે ચાડી પસ્તાણી રે,
જુઠાણાનું પાપ અઘોર કે વાણી આપણી રે. ૮

કરવો વાણીથી તે ત્યાગ કે ભક્તિ ભાવથી રે.
જે કોઇ લેશે એવો લ્હાગ કે તરશે નાવથી રે. ૯
પરધન પરસત્તાની આશા કે લેશ ન આણવી રે,
રાખી પ્રભુપર દૃઢ વિશ્વાસ કે મિથ્યા જાણવી રે. ૧૦
કરવો દ્વેષજ દિલથી દૂર કે કરૂણા મન ધરી રે,
ભૂત-દયા ધરવી ભરપૂર કે સમદૃષ્ટિ કરી રે. ૧૧
સંશય કરમતણા ફળ માંહે કે નવ કરવો કદા રે.
ઇશ્વર થાશે એથી સાહે કે સુખ શાંતિ સદા રે. ૧૨
એવા નિયમથકી નર નાર કે તીરથ જે કરે રે,
નિશ્ચે તે પામે ભવ પાર કે સ્વર્ગે સંચરે રે. ૧૩
જે જન નિયમ ન પાળે આપ કે વશ થઇ મોહને રે,
લાગે ભૂમિ ભ્રમણનું પાપ કે લેપજ લોહને રે. ૧૪
એ ખરાખરીનો ખેલ કામ કાચું નથીરે,
ચડે નહી રંગ જો કપડે મેલ કે કહું સાચું કથી રે. ૧૫
કામ ક્રોધ મદ લોભ ને દંભ કે મત્સર જાણજો રે,
મ્હોટા પાપતણા એ સ્તંભ કે ઉરમાં આણજો રે. ૧૬
એને અનુસરતાં જે લોક કે કરશે કર્મને રે,
જાત્રા તીરથ થાશે ફોક કે તજશે ધર્મને રે. ૧૭
થાશે ધર્મ નહી પણ પાપ કે જમડા મારશે રે,
ખોળે દુઃખ તે આપો આપ કે સુખ વીસારશે રે. ૧૮
ઇશ્વર પાસ નથી અન્યાય કે ખોટું ચાલશે રે,
ત્યાંહાં છે ન્યાય તણો પણ ન્યાય કે પડદો ટાળશે રે. ૧૯

નિરખો જગમાં પ્રભુનું જ્ઞાન કે સહુ સંકેતથી રે,
અલૌકિક શકિત જુવો ધરિ ધ્યાન કે પૂરણ હેતથી રે. ૨૦
રાખી પ્રભુભય નિર્ભય થાઓ કે રહો અણશોકમાં રે
યાત્રા કરવા સર્વે જાઓ કે વિચરો લોકમાં રે. ૨૧
જેનાં અંતર નિર્મળ થાય કે વિષયો ત્યાગીને રે,
સઘળાં તીરથ છે ઘટ માંહે કે તે બડભાગીને રે. ૨૨
બોલે નાગર મણિ પરમાણુ કે અક્ષર ગણી ગણીરે,
એ છે વેદધર્મની વાણ કે નથી મનથી ભણી રે ૨૩

## દોહો.

તત્પદ તે પરિબ્રહ્મ છો, સકળ જગતનું મૂળ.
નાગર મણિ ઇચ્છું ભણિ, સદા તેહ અનુકૂળ. ૭

## इति सप्तम सूत्र समाप्त



# સૂત્ર ૮ મું

## वैरागविचार ।

### ઢાળ—ચાબકાનો એટલે રાસડાનો.

ધર્મશીળતાને જાણો રે, વૈરાગ પદ મનમાં આણો.
સંસૃતિ રૂપી માહા રોગ કેરૂં ઓષડ છે સુવિચાર,
આમ વિચારે એ રોગ મટે, હું કોણ કોહોનો સંસાર. ધ. ૧
વ્યાપક વિશ્વેશ્વરમાં ભાસે, જડચૈતન એ રૂપ;
તે બન્ને લય તે માંહે પામે, અવિનાશી એક સ્વરૂપ. ધ. ૨
નામ રૂપનોં નાશ છે નક્કી, વિચાર કરેથિ જણાય;
સાચાં જાણી જે મોહજ પામે, તે દુઃખમાં હુણાય. ધ. ૩
માત પિતા ભગનીને ભ્રાત, પતિ પતની પરિવાર;
શત્રુ મિત્ર સગાંને વ્હાલાં, પોષણ પાલણ હાર ધ. ૪
ધન દોલત મેડીને મોહોલો, દેશ અને દરબાર;
કાળના મુખમાં સર્વે રહ્યું છે, નાશ થવો નિરધાર. ધ. ૫
શાસ્ત્ર વિષે લખચોરાશી યોનિ, ઠેકઠેકાણે દેખાય;
જન્મ મરણ વારંવાર થઇને, જીવને ફેરા થાય. ધ. ૬
તે ઉપર જો વિચાર કરો તો, કોણ ખરાં માત તાત;
કોણ ખરાં પતિ પત્નિને મિત્રો, કીયા ભગિનીને ભ્રાત. ધ. ૭

કીયો દેશ ખરો કહો તમારો, કીયું તમારૂં ગામ;
તે તમને તમે તેને મુકીને, આજ આવ્યા આ ઠામ. ધ. ૮
આંહી થકી પણ એમજ જાશો, વેહેલું મોડું સહુ કોય.
વિચારવંત વિચાર કરે તો, કહો દુઃખ ક્યાંથી હોય. ધ. ૯
જુજવા દેશી મુસાફર કેરૂં, ધર્મશાળામાં મુકામ,
રાત પડે જેમ એકઠું થાયે, તેમ આપણ આ ઠામ. ધ. ૧૦
કોઇ આગળ કોઇ પાછળથી સહુ, સહુને મારગ જાય;
એમ મૃત્યુના મારગમાં જગ, કાળના કોળિયા થાય. ધ. ૧૧
ઇશ્વરી નીમ એવો જબરો, જે ટાળી શકે નહી કોય;
મુરખ હોય ને પીટ કરે તે, હાંસી ને દુઃખ હોય. ધ. ૧૨
અધળી સંપત સંતતી હોકે, કાંઇ ન હો લવલેશ,
સમઝી વિરાગ વિચાર કરો તો, નોહે હરખ કે કલેશ. ધ. ૧૩
કામ ક્રોધ મદ લોભને મોહ, મત્સર વેરી થાય;
તાબેદાર જો તેને કરો તો, ભવના ફેરા જાય. ધ. ૧૪
સત્ય દયા સંતોષ ક્ષમા એ, ખડ્ગ ધરો ધરી ધીર;
ધીરજ ઢાલને ભકિતનાં બખ્તર, પેહેરી રમો શૂરવીર. ધ. ૧૫
અપરાજીત થઇને ખેલો, ખાંત થકી સતસંગ;
કાળના કાળ તમે તો થાશો, ચડશે નવલો રંગ. ધ. ૧૬
ઉત્પત્તિ વૃદ્ધિ ને ક્ષય પામે, દૃશ્ય પદારથ સર્વ;
દૃષ્ટા રૂપ થઇ રહો મુંગા, મેહેલી અહંમમ ગર્વ. ધ. ૧૭
અજર અમર ને અજન્મા છે નિશ્ચે આપણું આતમરૂપ;
મિથ્યા જગતના ભાસથી ભૂલા, સંભાળી જુવો સ્વરૂપ ધ. ૧૮

આતમરૂપી એકજ દીસે, વિવેક વિચાર જો થાય;
સઘળું આપણુ સરખું ભાસે, મ્હારૂં ને ત્હારૂં જાય. ધ. ૧૯
કોહોને રૂઠો ને કોહોને ત્રુઠો, કોણુ શું હ્યે દ્યો ગાળ;
સમદૃષ્ટિ સઘળામાં રાખો, ઉતરી જાશે આળ. ધ. ૨૦
સ્વપ્નની પેઠે આ સંસારનો, સાચા જેવો આભાસ;
જ્ઞાન પ્રબોધ થયે નવ ભાસે, સોણુાનો જેમ નાશ. ધ. ૨૧
વિરાગ વિચાર કરીને વરતો, વ્યવહારમાં નહી દુઃખ;
લાભ હાનિ મનમાં નવ આંણો, ભોગવો પૂરણુ સુખ. ધ. ૨૨
અસંગ થઇ સતસંગ કરીને, આદરો પર ઉપકાર;
હેતે હળી મળી રહો સરવથી, સેવો સરજણુ હાર. ધ. ૨૩
નાગર મણિ કહે સાચું સમજી, પૂરણુ રાખો પ્રીત;
અપ્રિય રૂપ નથી ઇશ્વરનું પૂરણુ થઇ પરતીત. ધ. ૨૪

## દોહો.

સવિતુઃ (બ્રહ્મ) પ્રસવો સકળને, અકલ ઇશ ગોવિંદ.
નાગરમણિ પ્રકાશનો, ભજતાં મન-અરવિંદ. ૮

## इति अष्टम सूत्र समाप्त



# સૂત્ર ૯ મું

## ભક્તિવિચાર

[ઢાળ—ઇશ્વરવિવાહનો]

### ચાલ્ય.

ભક્તિ તે શ્રી ભગવાનની, કરવી ધરી ચિત ચ્હાવ.
વેદધર્મના મર્મને, સમઝીને આણી ભાવ. ૧
તરવા તે ભવસાગર વિષે, નરદેહ રૂપી નાવ.
ગુરૂમુખાણી વેદવાણી, નાવે ફરીને દાવ. ૨

### ઢાળ

નાવે દાવ માટે મન ધરિયેરે, સત્ય ધર્મનો આશ્રય કરિયેરે.
તત્ત્વ ભક્તિતણાં ઉર આણોરે, વેદ વાકયને પરમાણોરે. ૩
ઉત્તમ મધ્યમ પ્રાકૃત રીતેરે, જાણો ભક્તિને પૂરણ પ્રીતેરે.
આત્મ રૂપે અભેદ ભળાયરે, તે તો ઉત્તમ ભક્તિ ગણાયરે. ૪

### ચાલ્ય

સચ્ચિદાનંદ સ્વરૂપ જોતાં, આત્મ ભાવે એક.
કંઇ દ્વૈતતા દીસે નહી, ભાતાં તે જ્ઞાન વિવેક. ૫
ધ્યાન ધ્યાતા ધ્યેય નહી જ્યાં, જ્ઞાન જ્ઞાતા જ્ઞેય,
પૂર્ણ જ્ઞાન સ્વરૂપ ભક્તિ, ઉત્તમા છે તેય. ૬

## ઢાળ.

ભક્તિ મધ્યમા બીજો પ્રકારરે, જીવ ઇશ્વરનો છે વિચારરે.
પ્રભુ અંશ હું જીવ ગણાઊં રે તેના ધ્યાનથી પાવન થાઊં રે. ૭
એક ઇશ્વર છે ન અનેક રે, વિશ્વરૂપ વિષે છે ટેક રે,
એવો ભાવ જ્યાંહાં પરમાણો રે, ભક્તિ મધ્યમા તેને જાણો રે. ૮

## ચાલ્ય.

પ્રાકૃત તેને જાણવી, જ્યાં ક્રિયા પ્રાકૃત થાય,
ઇશ્વરના અવતારની, પ્રતિમા જ્યાંહાં પૂજાય. ૯
શાંડિલ્ય મુનિએ સૂત્રમાં, વર્ણ્યા છે ઉભય પ્રકાર,
અપરા ભક્તિ ક્રિયા રૂપે, પરા તે અક્રિય સાર. ૧૦

## ઢાળ

શ્રવણ કીરતન સમરણ સેવા રે, અર્ચન વંદન દાસ્યતા રહેવારે.
સખ્ય આત્મનિવેદન રીતે રે, ક્રિયા કરવી તે પુરણ પ્રીતે રે. ૧૧
ભક્તિ અપરા તે એમ ઉપાસે રે, જાશે ભક્ત તે પ્રભુતણી
પાસે રે.
પરા ભક્તિમાં ક્રિયા ન ભાસે રે, જ્ઞાન પ્રેમથી મુક્તિયે જાશેરે. ૧૨

## ચાલ્ય.

પૂર્વ જન્મ આ દેહના, સંસ્કારથી રૂચિ થાય,
તે ભક્તિ ને જન અનુસરી, કૃત પાપથી મૂકાય. ૧૩
શુદ્ધ ભક્તનાં લક્ષણ તણાં, હવે તત્ત્વ સખો ચિત્ત
તે તત્ત્વ વણ નહી ભક્તતા, એ ધર્મ કેરી રીત. ૧૪

નહિ દ્વેષ કોથી મિત્રતા, સહુ સાથ નહિ અહંકાર,
સુખ દુ:ખ સમ છે જેહને, નહિ હર્ષ શોક લગાર. ૧૫

## ઢાળ.

મન ઇંદ્રિયને વશ રાખે રે, સહુ વાતમાં સંતોષ દાખે રે.
દૃઢ નિશ્ચય દક્ષ પવિત્ર રે, ધીર વીર ધરમ તણા મિત્ર રે. ૧૬
અપમાન ને માન સમાન રે, નિંદા સ્તુતિમાં ન લાભ કે હાનરે.
સતસંગ ન વિશ્યનો સંગ રે, નહી આળસ નિત્ય ઉમંગરે. ૧૭
વિહિત કર્મ કરે પ્રભુ પ્રીતે રે, નિષ્કામથી શાસ્ત્રની રીતે રે.
એવા ભક્ત પ્રભુપદ પામે રે, પાપ જનમ જનમ તણાં વામેરે ૧૮

## ચાહય.

એક નિષ્ઠા શ્રી હરિમાં, નહિ અવર એવી પ્રીત.
વેદધર્મનો બોધ છે, એ ભક્તિ કેરી રીત. ૧૯
ભક્તિ મણિ પારસમણી સમ, ઘણી સમજવા જોગ.
નાગરમણિ બોલે ભણી, ટળશે તે ભવના રોગ. ૨૦

## દોહો.

વરદાયક નાયક જગત, એક અનાદિ અનંત.
કામ ક્રોધ તજતાં મળો, નાગરમણિ ભગવંત. ૯

मन्त्र समाप्त

# સૂત્ર ૧૦ મું

## प्रवृत्तिधर्मतत्त्वविचार

### ઢાળ—માળાનો (માળા ચોરી રે એનો)

ઓળખવા શ્રી કીરતાર, ધર્મ ધરો અંગે.
છે આત્માનો ઉદ્ધાર, સાચે સત્સંગે. ૧
જગ કરતા હરતા પ્રભુ ભરતા, એક અવિનાશી રે.
ધર્મ વિચાર પ્રકાર ઉચરવા, દ્યો મુજ બુદ્ધિ પ્રકાશી. ધર્મ.૨
વ્યાપક વિશ્વંભરને ભજતાં જન્મમરણ દુઃખ વામેરે.
ધર્મ કરમનાં મરમ સમજતાં પરમ મોક્ષ પદ પામે. ધર્મ. ૩
ખોટી માયાના અજ્ઞાને, માણસ પામે બંધરે.
તેથી છુટી મુક્તિ થાવા, પ્રભુનો વેદ પ્રબંધ. ધર્મ. ૪
એક ઇશ્વરી વેદ-ગ્રંથનાં, ઉચ્ચાર ભેદે નામ રે.
વેદત્રયી વિખ્યાત જગતમાં, ઋક્ યજુ ને સામ. ધર્મ. ૫
ચોથો ભેદ તે અથર્વ વેદ છે, શાંતિ પુષ્ટિ કાજ રે.
ઉત્પત્તિ એ ગ્રંથ તણી નહિ, ધર્મ અનાદિ પાજ. ધર્મ. ૬
શિક્ષા કલ્પ વળી વ્યાકરણ, છંદ જ્યોતિષ નિરૂક્તરે.
એ ૭ અંગ છે વેદ તણાં તે, મહાવિદ્યાએ યુક્ત. ધર્મ. ૭
પુરાણ મીમાંસા ચોથું, ધર્મશાસ્ત્ર કહાવે રે.
ચાર ઉપાંગ છે વેદ તણાં તે, વિદ્વાનો મન ભાવે ધર્મ. ૮

આયુર્ ધનુર્ ગાંધર્વ વેદ છે, અર્થશાસ્ત્રની ખ્યાત રે.
ચાર વેદના એ ઉપવેદો, જન જાણો વિખ્યાત રે. ધર્મ. ૯
ઈશ્વર-જ્ઞાન નીતી સમઝાવે, સકળ જગતમાં પ્રીતિ રે.
પાપ મુકાવે પુન્ય કરાવે, એજ ધર્મની રીતિ. ધર્મ. ૧૦
મૂળ તત્વ બહુ વેદ ધર્મનાં, આચારજથી જાણો રે.
પણ સંક્ષેપે અલ્પ-મતીથી, સમઝાવું મન આણો. ધર્મ. ૧૧
પ્રથમ નીતિ જગ પ્રીતી કેરાં, નામ કહું આ ઠામ રે.
ગ્રહણ ત્યાગ એમ કરી કલ્પના, પ્રતિપ્રતિ ચોવીશ નામ. ધર્મ. ૧૨
સત્ય (૧) દયા (૨) સંતોષ (૩) ક્ષમા (૪) વળિ,
ધીરજ (૫) આર્જવ (૬) દાન (૭) રે.
સમરણ (૮) સેવા (૯) ભણતર (૧૦) ને જપ, (૧૧)
શૂદ્ધોદકથી સ્નાન (૧૨). ધર્મ. ૧૩
શ્રદ્ધા (૧૩) ભક્તિ (૧૪) શૂરવીરતા, (૧૫)
જ્ઞાન (૧૬) વિરાગ (૧૭) સત્કર્મ (૧૮) રે.
આત્મ પ્રતીતી (૧૯) દંપતી પ્રીતી, (૨૦)
સમદષ્ટીના (૨૧) મર્મ. ધર્મ. ૧૪
આશ્રિત પોષણ,(૨૨)અતિથી તોષણ,(૨૩)અન્નાદિક વિભાગરે(૨૪)
એ આદિક બહુ ગ્રહણ કરાવે, અવર કરાવે ત્યાગ. ધર્મ. ૧૫
ગ્રહણ-તત્વ ઘણાં છે બીજાં, ભણિ સત્સંગે જાણો રે.
ત્યાગ તત્વ હવે કહૂ તેટલાં, તે ઉપર મન આણો. ધર્મ. ૧૬
કામ (૧) ક્રોધ (૨) મદ (૩) લોભ (૪) મોહ (૫) વળિ,
મત્સર (૬) ને અભિમાન (૭) રે.

ચોરી (૮) ચાડી (૯) નિંદા (૧૦) હિંસા, (૧૧)
કેફ (૧૨) સુરાદિ પાન (૧૩). ધર્મ. ૧૭
પર-પીડા (૧૪) વ્યભિચાર (૧૫) અનીતિ, (૧૬)
આળસ (૧૭) તન મન મેલ રે. (૧૮)
કઠોર ભાષણ (૧૯) ને જુઠાણું, (૨૦)
દ્યૂત (૨૧) તણા સહુ ખેલ. ધર્મ. ૧૮
અને વળી અપમાન અવરનું, (૨૨), નાસ્તિક કેરો સંગ રે (૨૩)
વિશ્વાસઘાત(૨૪)આદે બહુ તજવાં, ત્યાગ તત્વનાં અંગ. ધર્મ. ૧૯
નાગરમણિ કહે એટલું સમઝી, સર્વે સુખીયાં થાશું રે.
અવરતત્વ બહુ ધર્મ તણાં તે, વળી પ્રસંગે ગાશું. ધર્મ. ૨૦

## દોહો.

ભર્ગ (ચૈતન્ય) ભ્રમો તમ ભાંજશે, કરશે જ્ઞાન-પ્રકાશ.
નાગર મણિ મનમાં જશે, આત્મરૂપ અવિનાશ. ૧૦

## इति दशम सूत्र समाप्त



# સૂત્ર ૧૧ મું

## શમ્યંચાવચાર।

(ઢાળ—ઉપર પ્રમાણે.)

હવે વેદ—ધરમની વાત આપણુ સહુ ગાયે;
થશે પરમેશ્વર સાક્ષાત, મોક્ષપદે જાયે. ૧

વેદ અનાદિ ગ્રંથ ઇશ્વરી, પરમ મુક્તિ—પદ આપે રે;
જો વેદાંત વિચાર કરે તો, આવાગમનને કાપે. મોક્ષ. ૨

ત્રણ્ય કાંડ તેહના છે મ્હોટા, કર્મ ઉપાસન જ્ઞાન રે;
નીતી ભક્તિ વિરાગ જણાવે, પરમેશ્વરનું ધ્યાન. મોક્ષ. ૩

જે જેવો અધિકારી માણુસ, તેને તેવો બોધ રે;
અધિકારી વણુ લેશ ન લાગે, કર્યો મુનીયે શોધ. મોક્ષ. ૪

કર્મ ઉપાસન મૂળ વિધિથી, જો સમઝીને થાય રે;
તો સ્વર્ગાદિક લોક મળે એમ, મહામુનીયો ગાય. મોક્ષ. ૫

લોક ઇષણા ત્યાગ કરીને, પ્રભુ પ્રીતિ જે કરશે રે;
તેનાં અંતર નિરમળ થઇને, જ્ઞાન ઉપર મન ઠરશે. મોક્ષ. ૬

પરમ પદારથ જ્ઞાન મળ્યું તે, મુક્તિ જાણ્ય નિરધાર રે;
આવાગમ ફેરાને ટાળી, ઉતારે ભવપાર. મોક્ષ. ૭

ધર્મ સમજવા માટે જાણો, વેદ તણા દશ ગ્રંથ રે;
વિવેક વિચાર કરીને જોતાં, અવર ન દીશે પંથ. મોક્ષ. ૮
પ્રથમ ગ્રંથ તે મૂળ સંહિતા, મંત્ર ભાગ કહાવે રે;
વાકયવ્યવસ્થા જો સમજે તો, અર્થ જ્ઞાન ઉર આવે. મોક્ષ. ૯
બ્રાહ્મણ નામે ગ્રંથજ બીજો, તેના ત્રણ્ય પ્રકાર રે
એક વિધીના છે બહુ ભેદો, સમજણનો ભંડાર. મોક્ષ. ૧૦
બિજો ભેદ તે અર્થવાદ છે, ઘણો સમઝવા જોગ રે;
ઉભય વિલક્ષણ ત્રીજામાં છે, ષટ્લિંગોનો યોગ. મોક્ષ. ૧૧
ત્રીજો ગ્રંથ તે અરણ્ય કહાવે, ઉપનિષદ્ પણ એહ રે;
સકલ ગ્રંથ સમજ્યાથી જાયે, મનના સહુ સંદેહ. મોક્ષ. ૧૨
શિક્ષા ચોથા ગ્રંથ વિષે છે, વર્ણોચ્ચાર વિવેક રે;
કલ્પ પાંચમો ગ્રંથ જણાવે, ત્રિવિધ કર્મ વિશેક. મોક્ષ. ૧૩
અષ્ટાધ્યાયી નામે છઠ્ઠો, ગ્રંથતણો વિસ્તાર રે;
વૈદિક શબ્દ–સાધનને માટે, છે વ્યાકરણ વિચાર. મોક્ષ. ૧૪
નિરૂક્ત સાતમા ગ્રંથમાંહ છે, પદપદાર્થ વ્યાખ્યાન રે;
જર્ભરિ તુર્ફરિ અતી કઠણનું, તેજ કરાવે જ્ઞાન. મોક્ષ. ૧૫
નિઘંટ આઠમો ગ્રંથ મનોહર, કોશ રૂપ કહાવે રે;
જે જાણેથી વેદ વિષેનાં નામ ધ્યાનમાં આવે. મોક્ષ. ૧૬
છંદ ગ્રંથ નવમો મન આણો, જેમાં છંદ પ્રકાર રે;
વેદ મંત્રના છંદ બતાવ્યા, સમઝાવીને સાર. મોક્ષ. ૧૭
દશમો જોતિષ ગ્રંથ કહાવે, જુવો લગાવી ધ્યાન રે;
કાળજ્ઞાન કહાવે રૂડું, મુકાવી અજ્ઞાન. મોક્ષ. ૧૮

મૂળસંહિતા ભણવા સારૂ, અવર પ્રકાર ઉર આણો રે;
મંત્ર તથા પદ ક્રમ એ ત્રણ્યે, પ્રકૃતિમાં પરમાણો. મોક્ષ. ૧૯
જટા (૧) માળા (૨) શખા (૩) ને લેખા, (૪)
ધ્વજ (૫) વળી દંડ (૬) ગણાય રે;
રથ (૭) ને ઘન (૮) આ વિકૃતિ,
ભણતાં સિદ્ધિ થાય. મોક્ષ૦ ૨૦
સામવેદને વિકૃતિ સ્થાને, ઉત્તમ ગાનોચ્ચાર રે;
નાગર મણિ કહે વેદપાઠના, સુંદર એહ પ્રકાર. મોક્ષ૦ ૨૧

દોહો

દેવ પરાક્રમ દિવ્ય છો, વ્યાપક વિશ્વાધાર.
નાગરમણિ આલંબતાં, ઉતારો ભવપાર. ૧૧

## इति एकादश सूत्र समाप्त



# સૂત્ર ૧૨ મું

## अष्ट महासूत्रविचार ।

### (ઢાળ–સત્સંગવિચારનો)

નથી ધર્મ કો વેદ સમાન રે, જેમાં કર્મ ઉપાસન જ્ઞાન રે;
મહામુનિજને મર્મ જણાવ્યા રે, બહુશિષ્યોને પોતે ભવ્યારે. ૧

તેમાં આઠ મુનિવર મુખિઆ રે, તેણે પ્રાણી કર્યા છે સુખીયાંરે;
તત્વ ભેદ તણાં અતિ ગઢ રે, કેમ સમઝશે તે મતીમૂઢ રે.

એમ જાણી દયા ઉર લાવી રે, શ્રુતિ સાર દીધો સમઝાવી રે.
ધરી ભાવ અંતરમાં જે ભરશે રે, તેતો ભવસાગર ઉતરશે રે. ૩

સૂત્ર મીમાંસા જૈમિની કેરૂં રે, કરે કર્મનું જ્ઞાન ઘણેરૂં રે;
કર્મ અકરમ વિકરમ ભેદ રે, કેહે જેમ જણાવે વેદ રે. ૪

કહે વેદે કહ્યું તે કર્મ રે, એમ ન કહે તે જાણો અકર્મ રે
વેદ વારેછે તેજ વિકર્મ રે; એવા ત્રિવિધ છે કરમના મર્મ રે. ૫

કર્મ મીમાંસા અધ્યાય બાર રે, કર્મ કાંડનો જેમાં વિચાર રે;
કાંડ સંકરષણને નામેરે, અધ્યા ચાર ઉપાસન કામે રે. ૬

વિહિત કામ્ય મિથ્યા ને નિષિદ્ધ રે, કર્મ ચાર પ્રકારે પ્રસિદ્ધરે;
એવું પૂર્વ મીમાંસા જાણો રે, સમઝી પ્રેમ પ્રભુ આણો રે. ૭

સૂત્ર બીજું શારીરક સાર રે, તેની માંહે વેદાંત વિચાર રે,
જ્ઞાન કાંડનો અર્થ પ્રકાશ રે, કર્યો બાદરાયણ મુનિ વ્યાસરે. ૮
રચ્યા ઉત્તમ અધ્યાય ચાર રે, પાદ શોળ તેહના નિરધાર રે;
ઉત્તરમીમાંસા એજ કહાવે રે, મોક્ષ મારગ તેજ બતાવે રે. ૯
ત્રીજું ગૌતમ સુત્ર છે ન્યાય રે, આન્વીક્ષિકી પાંચ અધ્યાયરે.
તેમાં શોળ પદાર્થ વિચાર રે, તત્વ જ્ઞાનતણો છે પ્રકાર રે. ૧૦
ચોથું સૂત્ર કાણાદ પ્રમાણોરે, ન્યાય વૈશેષિક તે જાણોરે,
તેમાં મુખ્ય પદારથ સાતરે, સાધર્મ્ય વૈધર્મ્યની વાત રે. ૧૧
દશ અધ્યા પદારથ જ્ઞાન રે, નિત્યાનિત્યતણું વ્યાખ્યાન રે;
સૂત્ર પાંચમું સાંખ્ય પ્રકાર રે, મુનિ કપિલે કર્યો વિસ્તાર રે. ૧૨
પુરૂષ પ્રકૃતિનું ઓળખાણુ રે, ષટ્ અધ્યાયનું પરમાણુ રે,
વેદ વાક્યના અર્થનો શોધ રે, અધિકારી પરત્વે બોધ રે. ૧૩
છઠ્ઠા સૂત્રમાં યોગાભ્યાસ રે, કર્યો પતંજલિયે પ્રકાશ રે;
પાંતંજલ તેહનું નામ રે, પાદ ચાર છેનાં અભિરામ રે. ૧૪
હોય અસ્થિર ચિત્તજ જેનું રે, અભ્યાસે થશે સ્થિર તેહેનુ રે;
એકાગ્રતા સ્વરૂપ વિચાર રે, જોગ સાધન આઠ પ્રકાર રે. ૧૫
સૂત્ર સાતમું શાંડિલ્ય કહાવે રે, તેમાં ભક્તિ પ્રકાર બતાવે રે;
ત્રણ્ય અધ્યાય ભક્તિ વિચાર રે, વેદવાક્યતણો વિસ્તાર રે. ૧૬
શિવ સૂત્ર છે આઠમું એહેવુ રે, પરમાનંદ તેને કેહેવું રે
તેની માંહે અહિંસા ધર્મ રે, વેદ વાક્યતણો છે મર્મ રે. ૧૭

મહાસૂત્ર એ આઠ પ્રમાણોરે, તેનો બોધ અંતરમાં આણોરે;
નથી વાદ વિવાદ લગાર રે, એમ જાણે તે ઉતરે પાર રે. ૧૮

ષટ્ શાસ્ત્ર છે તેહની માંહેરે, જેથી શાસન ચિત્તને થાયેરે.
સાંખ્ય પાતંજલ ને બે ન્યાયરે, મીમાંસા બે તેમાં ગણાયરે. ૧૯

ષટ્ દર્શન પણ છે એહરે, ષટ્ શાસ્ત્ર ગણાવ્યાં તેહ રે;
કેહે નાગર મણિ જે ગાશેરે, સમજીને તે મોક્ષે જાશે રે. ૨૦

## દોહો.

બીમહિ એમજ આચરી, ધ્યાન ધરૂં દિન રાત.
વિષય વાસના પરહરો, નાગર મણિ સાક્ષાત ૧૨

## इति द्वादश सूत्र समाप्त



# સૂત્ર ૧૩ મું

## વેદ અનાદિવિચાર.

(ઢાળ—સીતા સ્વયંવરનો "શોભે સુંદરી સીતા" એનો)

કરિયે આશ્રય વેદ, ધર્મના મર્મતણા સમઝીયે ભેદ.
કરિયે આશ્રય વેદ. ૧
વેદ અનાદિ ગ્રંથ ઇશ્વરી કહાવે,
જગતમાં જોતાં જોડ એની કો નાવે. કરિયે—૨
વિવેક વિચાર કરી જાણો બે રૂપ,
અર્થાત્મક એક બીજું વર્ણ સ્વરૂપ. કરિયે—૩
અવિનાશી વેદ અર્થ રૂપે પ્રકાશ,
ચૌદ ભુવનમાં છે વ્યાપક વાસ. કરિયે—૪
સકળ બ્રહ્માંડતણો ઉદ્ભવ જ્યારે,
વર્ણ સ્વરૂપે થાય ઉત્પન્ન ત્યારે. કરિયે—૫
અર્થ સ્વરૂપે આપે ઇશ્વર કહાવે,
અનુભવ ગમ્ય મન વાણીમાં નાવે. કરિયે—૬
આપ ઇચ્છાએ જ્યારે જગ ઉપજાવે,
વર્ણ સ્વરૂપે વેદ ત્યારે નિપજાવે. કરિયે—૭
જગતનો લય પ્રભુ રૂપમાં થાય,
અર્થ[illegible] ત્યારે વર્ણ સમાય. કરિયે—૮
સિદ્ધાંત કરતાં વેદ વાક્ય વિચારો,

મહા–વાકય એક બીજાં ઉપવાકય ધારો. કરિયે—૯
મહાવાકય કેરી સિદ્ધિ ઇશ્વરી થાય,
ઉપયોગ કરતાં ઉપવાકય ગણાય. કરિયે—૧૦
જગતની આદે વેદ માટે અનાદ,
મિથ્યાવાદીના વ્યર્થ વાદ વિવાદ. કરિયે—૧૧
સર્વ ગ્રંથોમાં કો ન વેદની આદ,
વેદની સિદ્ધિ એમ જાણો અનાદ, કરિયે—૧૨
સૃષ્ટિની સાથે બ્રહ્મદેવે ભણાણા,
વેદ અનાદિ ઋષિગણથી ગણાણા. કરિયે—૧૩
ધર્મના તત્વ સહુ તે માંહે પૂરાં,
ઉત્તમ બોધ છે ન લેશ અધુરાં. કરિયે—૧૪
સત્ય ધર્મ વેદ પરમ પ્રકાશ,
અવર અધુરાં તત્વે ધર્મના ભાસ. કરિયે—૧૫
ઇશ્વરી એક વેદ પુરે છે હામ,
કલ્પિત કેરાં ધર્માભાસ છે નામ. કરિયે—૧૬
બુદ્ધ જિન જ્યૂ ખ્રિસ્તી મહમ્મદી કાવે,
ધર્માભાસોના કર્તા કાળ જણાવે. કરિયે—૧૭
ધર્મને નામે બીજા બહુવિધ જાણે,
વેદ આધારે રચ્યા નિશ્ચે પ્રમાણો. કરિયે—૧૮
કાળ ને કર્તા સર્વ કેરા ભણાય,
વેદનો કર્તા નવ કોણે કળાય. કરિયે—૧૯
કેક સ્વાભાવિક સૃષ્ટિ કર્તા ન જાણે,

કેક ન્હોતો ને નથી જન્મ પ્રમાણે કરિયે—૨૦
કેક પ્રાણીને વધે પાપ ન ગણે,
આપસ્વાર્થ અનુકૂળ ભણે. કરિયે—૨૧
ધર્મની ઓથે અર્થ સાધવા કાજ,
કલ્પિત બાંધી એવી નરકની પાજ. કરિયે—૨૨
નરસૃષ્ટિ સાથે નોહે ધર્મનો ગ્રંથ.
આદિ ન હોય ત્યારે ધર્મનો પંથ. કરિયે—૨૩
હોય જો પૂર્વે કોઇ ધર્મ પ્રકાશ,
નવા કરવાનો વ્યર્થ ઠાલો પ્રયાસ. કરિયે—૨૪
ઉભય પ્રકારે ધર્માભાસ છે વ્યર્થ,
કલ્પિત કીધે અતિ થાય અનર્થ. કરિયે—૨૫
ઇશ ન આપે ધર્મ સૃષ્ટિની સાથે,
થાય અનર્થ તેનો દોષ તે માથે. કરિયે—૨૬
પ્હેલથી એક પછે બીજો બતાવે,
મૂર્ખને ઠગ એવા દોષજ આવે. કરિયે—૨૭
એવા અનેક દોષ ખોળતાં લાધે,
સંગ્રહ કરતાં સૂત્રમર્યાદા વાધે. કરિયે—૨૮
સર્વજ્ઞ નાથે નિરદોષ નિદાન,
સૃષ્ટિની સાથે આપ્યું ધર્મનું જ્ઞાન; કરિયે—૨૯
વેદ અનાદિ સિદ્ધ ઈશ્વરી થાય,
નાગર મણિ સંક્ષેપે ગાય. કરિયે આશ્રયવેદ.—૩૦

દોહો.

ધી (બુદ્ધ) નિર્મળ કરો, અસદાચરણ નિવારિ.
નાગર મણિ પ્રભુ આપજો, સદાચરણ સુખકારિ.

इति त्रयोदश सूत्र समाप्त.



# સૂત્ર ૧૪ મું

## ईश्वरसिद्धविचार।

(ઢાળ—કનુસના ગરબાનો.)

કારણ રૂપી કિરતાર, ભજો ભાવ ધરી ઇશને રે;
વેદ ધર્મનો આધાર, ધરી જાણો જગદીશને રે. ૧
ઉત્તમ આપી છે બુદ્ધ, તેણે ખોળ કરો ખાંતથી રે;
રાખી અંતરને શુદ્ધ, કરો તોલ ભલી ભાતથી રે. ૨
કારણ કાર્યનો વિચાર, વારંવાર વિવેકથી રે;
સિદ્ધિ અનુમાન હોય, કારણ રૂપી છે શ્રી હરીને રે;
નામ નિમિત્ત ઉપાદાન, એવાં કારણ બે જાણિયે રે. ૫
દૃષ્ટ કિંવા અદૃષ્ટ, કારણ કારજનું છે ખરૂં રે;
એવું દીસેછે સ્પષ્ટ, અજ્ઞાનને કીધે પરૂં રે. ૬
કારણ વિનાનું કોય, કારજ જગમાં ન ભાળિયે રે;
જોતાં અનુભવ હોય, સંશય મનડાના ટાળીયે રે. ૭

હેમ હીરા લોખંડ, રત્ન ધાતુ જે દેખિયે રે;
તેનું કારણ ભૂપિંડ, એ તો પાર્થિવ પેખિયે રે. ૮
માટી ધાતૂના ઘાટ, કામ ભૂષણ બહુ ભાતનાં રે;
ભિન્ન ભિન્ન ઘાટ ઠાઠ, પણ કારણની જાતનાં રે. ૯
ઘડો ફુટવાની માંહે, દંડાઘાત કારણ છે રહ્યું રે;
થાય પતન વાગે ઘાહ, વિના કારણ તે નવ થયું રે. ૧૦
રૂપું છીપમાં ભળાય, કારણ ચાકચકય તેહનું રે;
સર્પ રજ્જુમાં કળાય, કારણ આકૃતિ છે એહનું રે. ૧૧
તંતુ પટનો વિચાર, કરતાં કારણ દેખિયે રે;
ઉભય કેરૂં નિરધાર, કારણ કાર્પાસ લેખિયે રે. ૧૨
કુહરા બરફનું મૂળ, કારણ પાણી પરમાણિયે રે.
ઝાડ વડનું જે સ્થુળ, તેહેનું બીજ કારણ જાણિયે રે. ૧૩
જગમાં જે કો થયું થાય, થશે કારજ તે જાણવું રે;
તેની આદે દેખાય, તે તો કારણ પરમાણવું રે. ૧૪
કારણ વિના કો કાળ, કારજ કેરો સંભવ નથી રે;
સંશય મનડાના ટાળ, ન્યાયશાસ્ત્ર કેહેછે કથી રે. ૧૫
એવો કરતાં અભ્યાસ, કારણ સર્વેનું દેખિયે રે;
થાય બુદ્ધિનો પ્રકાશ, કારણ રૂપી પ્રભુ પેખિયે રે. ૧૬
ગોળ પરમાણું આકાશ, તેજ આદિ જે દેખાય છે રે;
સકળ જગનો આભાસ, કારજ કેરો સમુદાય છે રે. ૧૭
તેનું કારણ જે એક, જગન્નાથ નિરાકાર છે રે;

સર્વશક્તિ ને વિવેક, સર્વ જ્ઞાનનો ભંડાર છે રે. ૧૮

કારણ રૂપી છે ઇશ, તેને ભજો ભક્તિભાવથી રે;

કૃપાસિંધુ જગદીશ, તારે વેદ-ધર્મ-નાવથી રે. ૧૯

સત્ય, દયા ને સંતોષ, ક્ષમા પ્રેમ ઉર ધારિને રે;

નાગર મણિ તજી દોષ, ભજો પ્રભુ પાપહારી રે. ૨૦

દોહા

જે જગમાં નાગર મણિ, નીરખી રાખ્યું હેત.

વૃદ્ધિ રક્ષણ ને વળી, સંપોષણ સંકેત. ૧૪

इति चतुर्दश सूत्र समाप्त



# સૂત્ર ૧૫મું

## ઈશ્વરસિદ્ધિવિચાર

(ઢાળ—"સાટી ચોખાનું સાંદરડુ" એ ચાલનો)

વેદ વિહિત જે પરમ ધર્મ તે, આપણુ અંતર ધરિયે રે;
શ્રી ઈશ્વર અસ્તિત્વ લહીને, પૂરણ પદ પરવરિયે રે. ૧
મિથ્યા જ્ઞાનથકી જે જાણ્યું, તેને તજવું દૂર રે.
શ્રદ્ધા ભક્તિ ધરી સમઝવું, સમઝાશે તો જરૂર રે. ૨
વેદાશ્રિતના ગ્રંથ વિચારો, કરી સમાગમ સંત રે.
ઈશ્વર સિદ્ધિ એથી થાયે, આવે ભવનો અંત રે. ૩
જે કો દીઠું શ્રવણ કર્યું તે, ઉપર થાય વિચાર રે.
અણદીઠું તે સિદ્ધ કર્યામાં, અનુમાન આધાર રે. ૪
સહુ વ્યવહારો સિદ્ધ કરવામાં, છે અનુમાન પ્રમાણ રે.
શબ્દ પ્રત્યક્ષ વગર દેખે નહી, કોં કહે સબળ પ્રમાણ રે. ૫
લાઘવ ગોરવ ન્યાય વિચારી, ગોરવ કીજે ત્યાગ રે.
ક્લેશ ઘટે ને મટે મેહેનત, લીજે લાઘવ લાગ રે. ૬
અનુમાન પણ જે કરવો તે, પ્રત્યક્ષ ઉપર થાય રે.
વહ્નિ જન્ય ધુવાડો છે તો, ધુમે અગ્નિ સધાય રે. ૭
ભુવન ઘરેણાં વાસણ કપડાં, જે જોવામાં આવે રે.
અનુમાને અવશ્ય રચનાથી, કર્તા સિદ્ધ કહાવે રે. ૮

કર્તા વણ અવયવની રચના, કદી બરાબર ન્હોય રે.
યથાયોગ પરિમાણ છે માટે, કર્તા નિશ્ચય હોય રે. ૯
યંત્ર સકંજાને નિરખતાં, તે ઉપર અનુમાન રે.
ગોઠવણી ને ઘાટ થકી, છે કર્તા કેરૂં ભાન રે. ૧૦
બીજથકી જે વૃક્ષાદિક, તે ક્ષેત્ર બાગમાં ઉગે રે.
ત્યાંહાં તેનો સ્થાપક ને પોષક, છે એમ દૃષ્ટિ પૂગેરે. ૧૧
મહા અરણ્ય કે પર્વત માથે, વનસ્પતિ જે થાય રે.
ત્યાંહાં બીજ પણ ચૈતનવાળા, જન પક્ષી લઇ જાયરે. ૧૨
જડમાં લઈ જાવાની શક્તિ, જોતાં નજરે નાવે રે.
વાતાદિકનો વિચાર કરતાં, ભૂગતિ અંતર આવે રે. ૧૩
ભૂ આદિ ગોળોમાં નિયમિત, શક્તિ સ્વભાવે ન્હોય રે
અવયવરચના છે તે માટે, તેનો કરતા હોય રે. ૧૪
વિના નિયામક નિયમ ન હોયે, એહ અનુભવ દીસે રે.
જ્ઞાનવાન નિયામક છે એ, કેહેતાં મનડું હીસે રે. ૧૫
નિયમિકને ઉત્પાદક શક્તિ, જ્ઞાન વિના નવ થાય રે;
વળી વિશેષે જગરચનામાં, સંકેતશક્તિ કળાય રે. ૧૬
પ્રાણિ વિષે જે જ્ઞાનાદિક તે, કારજ રૂપે ભાસે રે.
કારણ વણ નહિ કારજ કેરો, સંભવ નથી ન થાશેરે. ૧૭
પૂરવ સૂત્રે કારણ સિદ્ધ, કહિ સંક્ષેપે કરિને રે.
ત કારણમાં જ્ઞાનશક્તિ છે, કોહો શું કહિયે ફરિને રે. ૧૮
સર્વ શક્તિ ને સર્વ જ્ઞાનનું, કારણ તે ભગવાન રે.
અખુટ ખજાનો એકજ ઇશ્વર, જુવો લગાવી ધ્યાન રે ૧૯

જે કો અવયવવાળી રચના, તે કરતાની સિદ્ધ રે.
માટે વણુ અવયવનો પરણુ, જોતાં થાય પ્રસિદ્ધ રે. ૨૦
નિરાકાર નહિ અવયવ માટે, છે ઇશ્વર નિરધાર રે.
સર્વ શક્તિ ને સર્વ જ્ઞાનનો, એજ એક ભંડાર રે. ૨૧
એક એકને છે ઉપયોગી, ન હોય તો થાય નાશ રે.
એજ હરીનો આ જગ માંહે, છે સંકેત પ્રકાશ રે. ૨૨
તે માટે ઉપકાર ધરીને, આસ્તિક બુદ્ધિ આણો રે.
પાપ તજી સદ્ગુણુ સજીને, ઉત્પાદકને જાણો રે. ૨૩
નાગર મણિ કેહે ભક્તિભાવથી, પ્રભુની પાશે માંગો રે.
પાપ બુદ્ધિ નવ કરે કદાપિ, મોક્ષ જવાને જાગો રે.

દોહો.

અમારા સહુ અજ્ઞાનને, હરી લેજો માહારાજ.
નાગર મણિ નિશ્ચે તમે, પ્રભુ છો ગરિબ નિવાજ. ૧૫

## इति पंचदश सूत्र समाप्त



# સૂત્ર ૧૬ મું

## દૈવીસંપત્તિવિચાર।

(ઢાળ--અલબેલાજીનો)

અનુસરજો વેદજ ધર્મને, સુખ થાવાને;
સમજી લ્યો તેના મર્મને, દુખ જાવાને. ૧
સંપત્તિ રૂપી સાર છે, સુખ થાવાને;
જે સમજણનો ભંડાર છે, દુખ જાવાને. ૨
દૈવી આસુરિ બે નામ છે, સુખ થાવાને;
મુખ્ય તે સમજ્યાનું કામ છે, દુખ જાવાને. ૩
જેમાં દૈવીનો વાસ છે, સુખ થાવાને;
નરદેહે દેવજ ખાસ છે, દુખ જાવાને. ૪
જ્યાં આસુરી કેરૂં જોર છે, સુખ થાવાને;
નર નહિ તે રાક્ષસ ઘોર છે, દુખ જાવાને. ૫
શ્રીકૃષ્ણજી અરજુનને વદે, સુખ થાવાને;
હું કહું છઉં તે ધરજો રૂદે, દુખ જાવાને. ૬
ગીતાના અધ્યાય સોળમાં, સુખ થાવાને,
વર્ણવ છે સુંદર બોલમાં, દુખ જાવાને. ૭
તેમાંથી દૈવી જાણીયે, સુખ થાવાને;

સમજીને મનમાં આણીયે, દુખ જાવાને. ૮
છે છવ્વીશ લક્ષણ એહનાં, સુખ થાવાને.
હવે નામ ગણીજે તેહનાં, દુખ જાવાને. ૯
ભય લેશ વિનાની બુદ્ધ છે, સુખ થાવાને;
વળ અંતર જેનાં શુદ્ધ છે, દુખ જાવાને. ૧૦
વૃત્ત સ્થિર જેની જ્ઞાનમાં, સુખ થાવાને;
પ્રીતી છે દેવા દાનમાં, દુખ જાવાને. ૧૧
દમથી ઇંદ્રિય વશ જે કરે, સુખ થાવાને;
નિત સંધ્યાદિક પ્રીતે કરે, દુખ જાવાને ૧૨
વેદાદિક ભણવા ભાવથી, સુખ થાવાને;
તપ સાત્વિક ચિત્તના ચાવથી, દુખ જાવાને. ૧૩
રહે સરલ કુટિલતા પરહરે, સુખ થાવાને;
અણુહિંસાનું વ્રત આદરે, દુખ જાવાને. ૧૪
પરિણામ અસત્ય નહીં કદા, સુખ થાવાને;
વિચરે છે સત્ય એવું સદા, દુખ જાવાને. ૧૫
નહીં ક્રોધ તણો જ્યાં લાગ છે, સુખ થાવાને;
અંતર ગત ઉત્તમ ત્યાગ છે, દુઃખ જાવાને. ૧૬
શાંતિથી શાંત સ્વભાવ છે, સુખ થાવાને;
ચાડીનો જ્યાંહાં અભાવ છે, દુખ જાવાને. ૧૭
જ્યાં ભૂતદયા ભરપૂર છે, સુખ થાવાને;
દુર્લોભ થકી જે દૂર છે, દુઃખ જાવાને. ૧૮

મૃદુ વાણી શીલ સમાંજ છે, સુખ થાવાને,
અકૃત કરવામાં લાજ છે, દુખ જાવાને. ૧૯
તજી ચપળ ક્રિયા જે વ્યર્થ છે, સુખ થાવાને;
તેજસ્વી પ્રૌઢ સમર્થ છે, દુખ જાવાને. ૨૦
અહિ ખડગ ક્ષમા કર જે થયા, સુખ થાવાને;
ધીરજની ઢાલ ધરી રહ્યા, દુખ જાવાને. ૨૧
બહિરંતર શૌચે શુદ્ધ છે, સુખ થાવાને;
અદ્રોહમયી સત્ બુદ્ધ છે, દુખ જાવાને. ૨૨
અભિમાન ગયું છે જેહને, સુખ થાવાને,
દૈવી સંપત છે તેહને, દુખ જાવાને; ૨૩
એવા ગુણ જે જન પામશે, સુખ થાવાને.
તે જન્મ મરણ દુખ વામશે, દુખ જાવાને. ૨૪
તે માણસ રૂપી દેવ છે, સુખ થાવાને.
જેને પ્રભુ ભજવાની ટેવ છે, દુખ જાવાને ૨૫
એવી દૈવી જેમાં ખાસ છે, સુખ થાવાને.
નાગર મણિ તેનો દાસ છે, દુખ જાવાને ૨૬

## દોહો.

પ્રેરો બુદ્ધિ તમ વિષે, સમજું ધર્મ પ્રકાર.
આજ્ઞા પાળું તમતણી, નાગર મણિ નિરધાર. ૧૬

## इति षोडश सूत्र समाप्त

# સૂત્ર ૧૭ મું

## आसुरीसंपत्तिविचार

[ઢાળ—હમચીનો]

### ઢાળ.

આશ્રય વેદધરમનો કીજે, આસુરી સંપત્તિને તજી દીજે;
દૈવી સંપત્તિ દીલમાં લીજે. ૧

### ચાલ્ય

લીજે દિલમાં દૈવી સંપત્તિ, મુક્તિ કેરું દ્વાર;
આસુરિ લેશ રહે મનમાં તો, જાવું નરક મુઝાર. ૨

### ઢાળ

નરક મુઝાર જઈને સડવું, કાળ અનંત લગે એ નડવું;
રૈરવ આદિક કુંડે પડવું. ૩

### ચાલ્ય

પડવું રૈરવ આદિક કુંડે, અધમ યોનિ અવતરવું;
સર્પ વાઘ સમ ક્રૂર દેહને, વારે વારે ફરવું. ૪

### ઢાળ

ધરવું તે માટે અંતર માંહે, જેથી જન્મ મરણ દુઃખ જાયે;
પાતક સઘળાં દૂર પળાયો. ૫

ચાલ્ય

દૂર પળાએ અસુર બુદ્ધિથી, જપ તપ સાધન ધ્યાન;
વ્યાપી રહે તમ ગુણ તન મનનાં, જરા ન આવે જ્ઞાન. ૬

ઢાળ

આવે જ્ઞાન જો અંતર આણો, કેવા અસુર જનો તે જાણો;
આચરણ વેણ થકી પરમાણો. ૭

ચાલ્ય

પરમાણો પ્રવૃત્તિ ધર્મમાં, નથી જરાયે જેને;
અધર્મથી નહિ નિવૃત્તિ પામ્યા, કેહેવા અસુરજ તેને. ૮

ઢાળ

તેને અસુર નિગમમાં ગાયા, મેલાં છે અશન વશનને કાયા;
ખોટાપણુથી નહિ શરમાયા. ૯

ચાલ્ય

નહિ શરમાયા નાસ્તિક થાતાં, સૃષ્ટિ સ્વભાવિક માને;
જગ કારણ નવ જાણે ઈશ્વર, રાચ્યા રહે અજ્ઞાને. ૧૦

ઢાળ.

અજ્ઞાને ઘોર કરમ આદરતા, અપૂર્ણ કામી ફરે છે ફરતા;
દંભિ થઈ ઢોંગ ધરમા કરતા. ૧૧

ચાલ્ય.

કરતા ઢોંગ ધરમના ખોટા, કપટ ભર્યું અંતરમાં;
[illegible]ડી વાસનાઓ વળગી તે, શમતા છુમંતરમાં. ૧૨

ઢાળ.

ક્ષુમંતરિ આચાર ન જાણે, ભુડું કરવા પોરસ આણે;
કેવળ વિષય રસોમાં માણે. ૧૩

ચાલ્ય.

માણે વિષય જાણે પુરૂષારથ, આશાપાશે બાંધ્યા;
ચિંતા ચિત્ત રાખે મહાભારથ, પરમારથ નવ સાંધ્યા. ૧૪

ઢાળ.

સાંધી અન્યાયે દ્રવ્ય સંચે, કૂડકપટથી જનને વંચે;
માને પોરસ બહુ પરપંચે. ૧૬

ચાલ્ય.

પરપંચે પોરસ પામે નહિ, વેદધર્મપર પ્રીતિ;
નીતિની રીતી નવ જાણે, ચાલે અતિ અનીતિ. ૧૭

ઢાળ.

અનીતીને અભિમાનમાં કુલે, દુરવ્યસની ઉનમદ ગજ ઝૂલે;
વેર કદી હૈયેથિ ન ભૂલે. ૧૮

ચાલ્ય

ભૂલે નહિ દઢ વેર રૂદેથી. હું સમરથ હું ભોગી;
હું બળવંત અનંત જથાથી, કુળવંતો ઉદ્યોગી, ૧૯

ઢાળ.

ઉદ્યોગી અવર ન મ્હારે તોલે, વાણી મુજ સરખી કોણ બોલે;
એવા અતિ અભિમાનથી ડોલે. ૨૦

### ચાહ્ય.

ટાલે એવા ઉન્મદ થઈને, અસુર કહાવે તેહ
દુષ્કર્મોથી થઇ નારકી, સુખનો આણે છેહ. ૨૧

### ઢાળ.

છેહુ પોતાનો પોતે આણે, કોપ પ્રભુનો શિરપર તાણે.
વિહિત કરમનો વિધિ નવ જાણે. ૨૨

### ચાહ્ય.

નવ જાણે જે વિધિ વેદનો, એવી આસુરિ વામો;
સુખકર દૈવી સંપત્તિ સાંધી, પરમ પ્રભુપદ પામો. ૨૨

### ઢાળ

પામો પ્રભુપદ કરી સત કર્મો, પાળો વેદ વિહિત નિજ ધર્મો
મુકો મોહ જનિત સહૂ ભર્મો. ૨૩

### ચાહ્ય

ભરમો ખુલી સત્ય તુલાથી, શ્રી હરિ નિશ્ચે પરખે.
માટે નાગરમણિ વલ્લભ મન, વેદધર્મમાં હરખે. ૨૪

### દોહા

ગાયત્રી પદ બારનો, ભાવ કહ્યો મતિમંદ.
નાગરમણિ ગણિ બાણ સમ, પ્રભુ કાપો ભવફંદ. ૧૭

## इति सप्तदश मंत्र समाप्त



## इति धर्ममाळा समाप्त.

## भक्तिविचारसूत्रम् ।

### संस्कृतभाषायाम् ।

चलनम् ।

विज्ञाय वैदिकधर्मगं शुभमर्म गुरुशरणात् ॥
कार्येशभक्तिरनारतं श्रद्धासहितकरणात् १
तरणाय भवसागरजले नरदेहनौका चेत् ॥
गुरुकर्णधारा श्रुतिश्रुना सा नौः पुन र्न भवेत् २

वलनम् ।

न भवेदत एत्य धराशु रे ।
सत्यधर्ममथाश्रयताशु रे ॥
भक्तितत्त्वाने धत्त स्वचित्ते रे ।
वेदवाक्ये प्रमाणनिमित्ते रे ॥३॥
उत्तमा मध्यमा प्राकृतेति रे ।
त्रिविधत्वमथो भक्तेरिति रे ॥

शृणुतोत्तमभक्तिप्रकारं रे।
ब्रुवे वेदप्रमाणविचारं रे ॥४॥

चलनम्।

वैवेकज्ञानत आत्मभावेनैकता हि भवेत्।
सच्चिदानंदस्वरूपदृष्ट्या द्वैतता विनशेत् ॥५॥
नहि ध्येयध्यात्रोर्ज्ञेयज्ञात्रोः काचिदस्ति भिदा।
इति पूर्णज्ञानोत्तमा भक्तिर्निगदितात्मविदा॥६॥

चलनम्।

अथ मध्यमभक्तिप्रकारे रे।
धत्त चेतो जीवेश विचारे रे॥
अहमीशांश इह जीवशमो रे।
पूयेयं यदि तद्ध्यानकर्मा रे ॥७॥
एक एवेश्वरो नेह नाना रे।
त्रिलोकी येनेयं व्याप्यमाना रे॥

इति भावो भवेदिह यत्र रे ।
मध्यमा कथिता सर्वत्र रे ॥८॥

चलनम् ।

प्राकृता सा यत्र क्रिया किल प्राकृतैव भवेत् ॥
ईशावताराचंनं विधिना सदैव भवेत् ॥९॥
शांडिल्यमुनिना सूत्रमध्ये वर्णिता द्विविधा ॥
अपरा क्रियारूपा विना क्रियाया परेत्यभिधा ।१०।

चलनम् ।

श्रवणकीर्तनस्मरणसेवाभी रे ।
अर्चनपद्वंदनदास्यताभी रे ॥
सखितात्मनिवेदनविधिना रे ।
क्रिया करणीया भक्तिनिधिना रे ॥११॥
इति मामपरामनुसरति रे ।
स सेवक ईश्वरमुपचरति रे ॥
क्रियया ह्यपरा नाहि युक्ता रे ॥
ज्ञानगुणतो भवंति विमुक्ता रे ॥१२॥

चलनम् ।

शाचेरितजनेरेतननोः संस्कारतो हि नवेत् ॥
मुक्तो नवत्यथबंधनो नाकिं तु योऽनुनरेत् ॥१३॥
सद्भक्तलक्षणरत्नगणमथ धार्यतां हृदये ॥
तत्त्वं न तत्तरशर्विना सा नक्तरोतिरये ॥१४॥
द्वेषो न कैरपि मित्रता सर्वैरगर्वामला ॥
समता सदा सुखदुःखयोर्नहि हर्षशोककला॥१५॥

वलनम् ।

नियमेंद्रियका यताचित्ता रे ।
पूर्णसाचितसंतोषवित्ता रे ॥
दृढनिश्चयदक्षपवित्रा रे
धीरयोगरतधर्मसुमित्रा रे ॥१६॥
अपमानतुमानसमाना रे ।
गतनिंदानुतिलाभहाना रे ॥

त्यक्तविषया हि सज्जनसंगा रे
अनन्तसका उत्साहतरंगा रे ॥१७॥
विहितकर्मकरा निष्कामनया रे।
ईशप्रीतये सच्छास्त्रविधया रे॥
ईदृशा ईशपदमाप्नुवंति रे।
सर्वजनिपातकानि त्यजंति रें ॥१८॥

चन्नम्।

एकनिष्ठा श्रीहरौ नान्यत्र प्रीतिरियं॥
बोधोऽस्ति वैदिकधर्मजः सद्भक्तरीतिरियं॥१९॥
भक्तिरत्नं पार्श्वमणिसदृशाथ ज्ञेयतमा॥
नागरमणिरत्नणनीति नश्यति जन्मजरुग्भयतमा॥२०॥
सूत्रं तु भक्तिविचारक गुर्जरगिरा विधृतं॥
हरिदत्तसुतवल्लभजिता गीर्वाणवाचि कृतम्॥२१॥



# અથ સાયંસ્તુતિ।

પ્રભુ શયન સમય સ્તુતિ માહારી રે, કૃપા કરી કરણે ધરજો;
છે એકજ આશ તમારી રે, વિશ્વંભર વારૂ કરજો. ૧
અમે પ્રભુ પ્રતિજ્ઞા પ્રીતે રે, પ્રાત કરીતી જેહુ ખરી;
તમે કૃપા કરી ધરી ચિત્તે રે, નાથ નિભાવી પૂર્ણ કરી. ૨
પ્રાતઃસ્તુતિને ધરી કાને રે, રાત તણી આ ત્યમ ધરજો;
પડી હોય પડે અજ્ઞાને રે, ભૂલ અમારી ક્ષમા કરજો. ૩
અમે શરણુ તમારૂં લીધું રે, બાળ ગોપાળ સમેત હરિ;
તન મન ધન અરપણુ કીધું રે, નાથ તમારી આશ ધરી. ૪
બહુ ભકતો ભકિત ભાવે રે, પૂરણુ પદ પ્રભુજી પામ્યા;
જમ સંકટ નિકટ ન આવે રે, ભવના ભય સઘળા વામ્યા ૫
અમે કૂડાં કપટી ક્રોધી રે, મત્સર કામે મન દીધું;
દંભ આળસ વેર વિરોધી રે, (હવે) એ સહુ તજવા પણુ લીધું. ૬
સમદષ્ટિ દયા ને શાંતિ રે, સત્ય ક્ષમા ને પવિત્રપણું;
થઈ વિવેક ભાંગે ભ્રાંતિ રે, એ સાર્થક આ જન્મતણું. ૭
તે સફળ કરો ને સ્વામી રે, ઓથ તમારી એક ખરી;
કર જોડી કહું શિર નામી રે, ટેક નિભાવો ત્રાણુ કરી. ૮
સુખ નિદ્રા સહુને આપો રે, દુઃસ્વપ્નોને દૂર કરી;
દારિદ્રયને દુખડાં કાપો રે, અરજ અમારી હૃદય ધરી. ૯
પ્રભુ પ્રભાત કરજો સારૂં રે, આનંદની એહેલી વરષે;
નાગર મણિ ધ્યાન તમારૂં રે, ધરિ માધવને વલ્લભ હરષે ૦૧

## अथ श्रीभूतनाथारार्तिगीतम् ।

जय जय जय जगदाश्रय जय जनजातरते॥
जय भूतनाथ भवहर जय भुवनादिगते॥
जय हर हर महादेव ॥१॥

भुवि शिव नास्तिकमनुजास्त्वदज्ञानं मत्वा॥
श्रुत्युक्तानि त्यजंति भवप्रीतिं त्यक्त्वा॥
जय हर हर महादेव ॥२॥

किंतु न जानंति जडा अधमा एतदपि॥
न भवति विना निदानं यत्कार्यं किमपि ॥
जय हर हर महादेव ॥३॥

कार्यं किल कृतिजनितं भांति नियुक्तानि ॥
संकेतः कौशल्यं ज्ञानमितोमानि ॥
जय हर हर महादेव ॥४॥

आकृतिप्रमेयतादिकगुणपरमाणुमये ॥
तान्यत्राखिलजगति दृश्यंते ह्यत्रये ॥
जय हर हर महादेव ॥५॥

अत एवास्ति जगदिदं कार्यमथ च कार्यैः ॥
अपराक्ष्यते हि वस्तुज्ञानकुशलतार्यैः ॥
जय हर हर महादेव ॥६॥

इति कार्यात्मकजगतस्त्वनुमानं भवति ॥
सर्वज्ञसर्वशक्तिः सृजकः संभवति ॥
जय हर हर महादेव ॥७॥

एकोसि तादृशस्तु त्वं कर्ता तेन ॥
अभिन्ननिमित्तोपादिति कारणरूपेण ॥
जय हर हर महादेव ॥८॥

रूपविचारे तव वाङ्मनसागम्यकृते ॥
लक्ष्यो न भवति हि भवानात्मप्रतीतिमृते
जय हर हर महादेव ॥९॥

अपि च सगुणा[illegible]तारास्तेत्वनुमा[illegible]न्याः ॥
तत्र विश्वात्मकतनुरुत दुर्ज्ञेया [illegible] ः ॥
जय हर हर महादेव ॥१०॥

तेन सगुणपरमाणुपिंडात्मकलिंगम् ॥
परिकल्प्याकरपादाद्याकृति ते स[illegible] ॥
जय हर ह[illegible] [illegible]हादेव ॥११॥

ध्यायंत्यास्तिकमनुजास्तादृग् [illegible] भगवान् ॥
पाहि दुराचरणानि नो दूरीकु[illegible]न् ॥
जय हर हर महादेव ॥१२॥

सत्यदयासंतुष्टिप्रभृतिसदाचारान् ॥
संवर्ध्य सेवकानामस्माकं सारान् ॥
जय हर हर महादेव ॥१३॥

सत्ये तव स्वरूपे प्रेरय नस्त्वद्धा ॥
कुरु नास्तिकेष्वपि वसेत् सन्मतियुतश्रद्धा ॥
जय हर हर महादेव ॥१४॥

द्विजवल्लभजीनिर्मितमारार्तिकगीतम् ॥
श्रीभूतनाथभक्तिं दास्यति तदधीतम् ॥
जय हर हर महादेव ॥१५॥

( संपूर्णम् )



# ધર્મમાળામાં આવેલા કઠણ શબ્દોનો કોશ.

અધમ=નીચ.
અવિનાશી=નાશ ન પામે એવું.
અણનામી=જેનું નામ નહી તે
અપર=બીજું.
અપરપ્રકૃતિ=પૃથ્વી; પાણી, તેજ વાયુ, આકાશ, મન, બુદ્ધિ, અહંકાર એ આઠ પ્રકારે છે.
અદ્ભુત=[અદ્ભૂત] આશ્ચર્યકારક.
અવિનવો=નવો,
અનુપ=[અનુપમ] અનોપમ: જેને કોઈની ઉપમા નથી તે.
અલ્પ=થોડું.
અતિઅલ્પ=બહુ થોડું.
અનાદિ=૧ જેનું આદિ નથી તે; ૨ જેની આદિ કાંઇ નથી તે, ૩ જેનો પ્રારંભ નથી તે.
અનુસ્યુત=પરોવાયેલ.
અચ્યુત=ખરે નહી તે.
અલંકાર=૧ ઘરેણાં; ૨ ભાષાને શોભા આપનારી વિદ્યા.
અનુરાગ=પ્રીતિ.
અનુગ્રહ=૧ કૃપા; ૨ પ્રસન્નતા.
અઘળો-ળું,-ળાં=૧ ઘણી ઘણું; ઘણાં.
અનંત=જેનો અંત નહી તે.
અપાર=પાર વિનાનું.
અખાડો=કારખાનું.
અજર=ઘડપણ વિનાનું.
અમર=મરે નહી તે.
અખંડિત=ભાંગે નહી તે.

અધિકારી=પાત્ર; કાંઇ કરવા કિંવા મેળવવાને યોગ્ય

અકુટિલતા=પાધરાપણું.

અક્રોધી=રીસ વિનાનો; ની, નું

અનુસરતા=ચરતતા, [તે પ્રમાણે ચાલતા

અનુશાસનપર્વ=મહાભારતનું એક પર્વ.

અન્યાય=ગેર ઈનસાફ; ઇનસાફ નહી.

અલૌકિક=જગતમાં નહી તેવું.

અણશોક=શોક નહી, એવું.

અપરાજિત=કોઇથી જીતાય નહી; અજીત

અહંમમ=હું અને માહારૂં.

અજન્મા=જેનો જન્મ નહી તે.

અસંગ=સંગ રહિત; સંગ નહી.

અભેદ=ભેદ વિનાનું; નોખપણું નહી.

અનેક=એકથી વધારે; ઘણા

અપરા=બીજી, (અપર, જુવો)

અક્રિય=ક્રિયા વિના; ક્રિયા રહિત.

અર્ચન=પૂજન

અહંકાર=હુંપણું.

અહિંસા=જીવ મારવા નહી તે.

અર્થાત્મક=અર્થ રૂપ.

અસ્તિત્વ=છે પણું [હોવાપણું]

અદ્રોહ=દ્વેષ નહી તે.

અશન=જમણ.

## આ.

આશ્રમ=આશરો; આધાર.

આર્ય=શ્રેષ્ઠ; ઉંચા.

આચાર=આચરણ.

આર્જવ=કોમળપણું.

આનંદ=ખુશી; હર્ષ.

આત્મા=૧ સર્વવ્યાપી તત્ત્વ; ૨ પ્રાપ્તશરીરવ્યાપી તત્ત્વ.

આશય=અભિપ્રાય.

આત્મનિવેદન=જીવ અર્પણ કરવો તે.

આહાર=ખાવું.

આર્યલોક=અશલી ઉત્તમ જાતિ બ્રાહ્મણાદિના પૂર્વજો.

આર્યપણું=મોહોટાઇ.

આદે=૧ વિગેરે ૨ પ્રથમ; પૂર્વ.

આભાસ=અપૂર્ણ છતાં પૂર્ણ જેવો દેખાય તે.

આસ્તિક=સદ્ધર્મનું તથા તત્પ્રતિપાદ્ય ઇશ્વરનું અસ્તિત્વ માનનારા.

ઇ.

ઇંદ્રિય=કર્મ કરવાના અને ભોગ ભોગવવાના શરીરના ભાગ–પંચ જ્ઞાનેંદ્રિય--૧ કાન. ૨ ચામડી. ૩ આંખ. ૪ જીભ. ૫ નાક; પંચકર્મેન્દ્રિય--૧ પગ. ૨ હાથ. ૩ મળ વિસરજન કરવાનું દ્વાર. ૪ વાણી. ૫. પીશાબનું દ્વાર. અંતરેન્દ્રિય–૧ મન.

ઉ.

ઉપક્રમ=૧ પ્રારંભ; ૨ જે કહેવું છે તે કહેવાનો પ્રસંગ લાવવો.

ઉથાપિયા=ઉથલાવ્યા.

ઉત્સાહ=૧ ઉમંગ, ૨ શૂરત્વ

ઉત્સવ=ઓછવ.

ઉપસ્થ=પીશાબનું ઇંદ્રિય.

ઉત્પત્તિ=પેદાશ.

ઉત્તમ=સારૂં.

ઉભેપ્રકાર=બે રીતે

ઉપાસવું=ઉપાસન કરવું. ભજવું.

ઉપન્યો=પેદા થયો.

ઉર=હૃદય હૈયું.

ઉમંગ=હોંશ.

ઉભય=બે.

ઉત્પાદક=પેદા કરનાર.

એ

એકાગ્રતા=એકચિત્ત.

ઓ

ઓધારણ=ઉદ્ધાર કરનાર.

અં

અંતર=૧ છેટું; ૨ જુદાઇ. ૩ મનમાં.

અંગે=શરીરે.

અંશ=૧ ભાગ, ૨ સત્તા.

ક

કારણ=૧ હેતુ; ૨ મૂળ.

કંદ=મૂળ.

કથા=વાત.

કલ્પ=૧ કાળ વિશેષ; ૨ વરસનો કાળ.

કળા=૧ કારીગરી, ૨ તતબીર

કીરતિ=૧ યશ; ૨ વખાણ,

કામ=મનોરથ; વિષયવાસના.

કાપાલી=એક પંથ.

કામના=ઇચ્છા.

કર્મ=ક્રિયા, વ્યાપાર.

ક્રમણ=ફરવું.

કાયા=શરીર.

કઠોર=કઠણ; માઠું લાગે તેવું.

કરૂણા=૧ જેથી શોક ઉપજે; ૨ મનમાં મેહેર ઉપજે તે.

કદા=ક્યારે.

ક્રિયા=કૃતિ; કરવું.

કૃત=કરેલું.

કુથા=કહ્યા

કંથ=પતિ

કો=કોઇ

કુટિલતા=વાંકાપણું

કેરો=નો [ષષ્ઠીનો પ્રત્યય]

ખ

ખ્રિસ્તી=ઇશુ ખ્રિસ્તનો પંથ
ખડગ=ખાંડું.
ખાપણ=ખોટ, ઓછું.
ખાંત=હોંશ.

ગ.

ગુરૂ=૧ ઉપદેશ, (બોધ) કરનાર ૨ ભારે
ગોઠે= પેઠે.
ગુઢ=૧ છાનું, ૨ ન સમજાય તેવું.
ગૌરવ=૧ મોહોટાઇ. ૨ ભારે-પણું.
ગ્રહી=પકડીને, લઇને.

ઘ

ઘટ=૧ હૃદય; ૨ ઘડો; ૩ ઘાટું

ચ

ચક્ષુ=આંખ.
ચિત્ર=૧ તરેહવાર; ૨ ચીતાર
ચિત્ત=અંતઃકરણનીએક સ્થિતિ
ચૈતન=જેમાં જ્ઞાન રહ્યું છે તે તત્ત્વ.
ચાવ=૧ ચાહના; પ્રીતિ.

છ

છાક=મદ; ઉન્મત્તાઇ

જ

જગ=જગત.
જન=માણસ.
જયારી=ચાલુ
જારી=વ્યભિચાર
જળ=પાણી
જડ=જેમાં જ્ઞાન નથી તે તત્ત્વ
જીવ=૧ જીવતામાંથી મુડદાની બાદબાકી કરતાં જે શેષ ફળ રહે તે; કૃત કર્મનું શુભ ફળ ભોગવનાર.

ઠ

ઠાઠ=ગોઠવણ.
ઠાલો=૧ ખાલી. ૨ વ્યર્થ.

ડ

ડેરા=તંબુ.

## ત

તમ=૧ અંધકાર; ૨ તમોગુણ; ૩ અતિશયવાચક પ્રત્યય.

તત્વ=૧ શુદ્ધ પદાર્થ; ૨ સાર;

ત્યાગી=વાસનાનો ત્યાગ કરનાર.

તન=શરીર.

તાત=બાપ.

તાપ=૧ ઉકળાટ. ૨ તપારો.

ત્રિવિધ=ત્રણ પ્રકારના.

ત્યાગ=નિર્વાસના.

તોર=મસ્તી.

ત્રુઠો=પ્રસન્ન થાઓ.

તોષણ=સંતોષ.

તણો=નો (ષષ્ઠીનો પ્રત્યય.)

ત્રિવિધતાપ=ત્રણ [અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ પ્રકારનો તાપ.]

## દ

દઢ=મજબુત.

દારૂણ=અતિ મુશકેલ, અસહ્ય.

દંભ=ઢોંગ,

દાખીને=દેખીને; દેખાડીને.

દમ=બાહ્ય ઇંદ્રિયનો નિગ્રહ.

દાખો=દેખો, દેખાડો.

દુરવાક્ય=ભૂડાં વચન.

દ્વેષ=ખાર.

દૃષ્ટિ=નજર.

દુખાય=કષ્ટ પામે.

દૃશ્ય=દેખાયછે તે વસ્તુ.

દૃષ્ટારૂપ=જોનાર.

દાવ=૧ ટાણું. ૨. લાગ.

દ્વૈતતા=બેપણું,

દાસ્યતા=દાસપણું, ગુલામગીરી.

દક્ષ=ડાહાપણુ.

દરિદ્ર=ગરીબ.

દેવવાણ=સંસ્કૃત વાણી.

ધર્મશીલ=ધર્માત્મા. ધર્મ પાળનાર.

ધરવી=ધારણ કરવી, રાખવી, પકડવી.

ધરો=ધારણ કરો, રાખો પકડો.

ધીરવીર=ગભરાય નહી તેવા

ધ્યાનએક ચિત. સ્થિરમન.

ધ્યાતા=જે ધ્યાન કરે તે. ધ્યાન કરનારો.

ધ્યેય=જેનું ધ્યાન કરવું તે [ધ્યાનમાં લેવાની વસ્તુ.]

નાનારંગના=નોખા નોખા રંગના. ઘણા રંગના.

નિરગુણ=ગુણ રહિત.

નરમતિ=માણસની બુદ્ધિ.

નિજ=પોતાનું.

નારકી=નરકમાં જનાર.

નવલાઠાઠ=નવી તરેહની ગોઠવણ.

નિરમલ=સ્વચ્છ, શુદ્ધ, પવિત્ર મળ વિનાનું

નિત્ય=૧ હંમેશાં ૨ અવિનાશી.

નિષ્ફલ=ફળ વિના.

નિવૃત્તિ=વિરામ પામવું.

નિગમ=વેદ

પ

પર=૧ ઉત્કૃષ્ટ ૨ જીવરૂપ.પ્રકૃત

પરવર્યા=પ્રવૃત થયા. ૨ ફેલાણા

પતિ=ધણી.

પતની=ધણીઆણી.

પત્ની=ધણીઆણી

પંચક=પાંચ

પરમ=ઉત્કૃષ્ટ

પદ=૧ પદવી. ૨ જેનો કાંઇ અર્થ થાય તે.

પરહરવા=તજવા

પાત્ર=૧ અધિકારી. ૨ ઠામ

પ્રિય=વાહાલું. ૨ આનંદકારક.

પ્રત્યક્ષ=સાક્ષાત; ઇંદ્રિયોથી

જણાય તે.

પ્રમાદ=ગફલત.

પરવરશે=ફેલાશે; ફેલાવો પામશે.

નાવ=વાહાણ,

ન્યાય=૧ ઇન્સાફ, ૨ ઇનસાફ ની વિદ્યા.

નિરભય=બિહીક વિના.

નવલો=નવો.

નિષ્કામ=કામના [મતલબ] વિનાનું.

નિષ્ઠા=૧ નીતિ ૨ આસ્થા.

નૌકા=વાહાણ.

નિવેદન=૧ જણાવવું ૨ અર્પણ કરવું.

નિષિદ્ધ=વારેલું, મનાહ કરેલું; ન કરવાયોગ્ય.

નિરાકાર=આકાર રહિત.

નિયામક=નિયમ કરનાર તથા ચલાવનાર.

પરિવાર=વંશ; વિસ્તાર.

પ્રબોધ=૧ ઉંચી શિખામણ.

પરઉપકાર=પારકાનું ભલું કરવું તે.

પ્રાકૃત=૧ સાદું, ૨ સંસ્કાર [ કેળવણી ] વિનાનું.

પ્રકાર=રીતિ.

પાવન=પવિત્ર.

પરમાણો=પ્રમાણ કરો.

પ્રતિમા=મૂર્તિ, નકલ

પ્રતિ=ને (દ્વિતીયા વિભકિત)

પરા=ઉત્કૃષ્ટ

પ્રણામ=નમવું તે.

પુણ્યવાન=પુણ્યવાળા

પુનરજન્મ=ફરી અવતરવું તે.

પાલણહાર=પાળવાવાળો

પરતીત=ખાતરી

પરભકિત=ઉત્કૃષ્ટ ભકિત

પ્રયાસ=મેહેનત.

પાર્થિવ=પૃથ્વીનું.

પતન=પડવું તે.

પ્રૌઢ=૧ પીઢ, ૨ પ્રતાપી.

પ્રવૃત્તિ=પ્રવર્તવું, મંડવું તે.

પોરસ=ફુલાવું, ફુલ્ય.

ફ

ફેલ્યા=ફેલાણા.

બ

બુધ=૧ ડાહ્યા. ૨ દેવતા.

બોધ=૧ ઉપદેશ, ૨ જ્ઞાન.

બ્રહ્મ=પરમેશ્વર.

બંધુ=ભાઇ; ભાંડરૂં,

બ્રહ્મચારી=૧ વિદ્યાભ્યાસી, ૨ પેહેલો આશ્રમી ૩વ્રત પાલનાર.

બહિરંતર=બહાર તથા માંહે.

બખતર=હથીયારથી બચવાનો પોશાગ,

ભ

ભૃગુ=શુક્ર (શુક્રનો તારો)

ભૂગોળ=પૃથ્વીનો ગોળો.

ભારત=૧ ગ્રંથ. ૨ ભરતરાજાને દેશ.

ભખે=ખાય.

ભવસાગર=સંસાર રૂપી સમુદ્ર

ભુત=પંચમહાભૂત-(૧ પૃથ્વી ૨ જળ; ૩ તેજ; ૪ વાયુ; ૫ આકાશ)નાં મૂળસ્વરૂપ.

ભીષ્મ=ભીષ્મપિતામહ; કૌરવ પાંડવના વડીલ.

ભવ=સંસાર.

ભુમિભ્રમણ=પૃથ્વીમાં ફરવું તે

ભણી=મેર; તરફ; ભણીને.

ભગિની=બેહેન.

ભોમ=પૃથ્વી.

ભાળિયે=દેખિયે.

મ

માત્રાભુત=પંચમાત્રા-૧શબ્દ ૨ સ્પર્શ; ૩ રૂપ; ૪ રસ; ૫ ગંધ. તથા પંચમહાભૂત (૧ આકાશ

૨ વાયુ, ૩ અગ્નિ; ૪ જળ ૫ પૃથ્વી)નું કારણ સ્વરૂપ.
મતિમંદ=જાડી અથવા ઓછી બુદ્ધિ વાળો.
મહર્ષિ=મોહોટા ઋષિ.
મદ=ઉન્મત્તપણું.
મદ્ય=દારૂ; સુરા.
મહમદી=મુસલમાની
મર્મ=[રહસ્ય] ભેદ
મત્સર=અદેખાઇ; ખાર.
મનોરથ=મનકામના.
માયા=ઇશ્વરની અગમ્યશક્તિ.
મુક્તિ=સંસારથી મુકાવું તે.
મધુરી=મીઠી.
મૌન=મુનિવ્રત.
માનસ=૧ મન. ૨ માનસરોવર,
મુખે=મોહે.
મિથ્યા=ખોટું.
મંદમતિજાડી,ઓછીબુદ્ધિવાળો
મુનિ=મહાત્મા ઋષિ.
મહર્ષિ=મોહોટા ઋષિ.
મળ=મેલ.
મુઝાર=માં[સપ્તમ્યર્થ અવ્યય.]
મૃદુવાણી=કોમળ વાણી.

ય

યમ=ધર્મસંબંધી વર્તણુક.
યોનિ=૧ જન્મસ્થાન ૨ જાતિ.

ર

રજ=રજોગુણ.
રચ્યા=૧ઘડયા. ૨ગોઠવ્યા.
રૂચિ=પ્રીતીપુર્વકઇચ્છા;ખાપશ.
રૂઠો=ગુસ્સેથાઓ;[રૂઠવું,ગુસ્સેથવું.
રજ્જુ=દોરડી.
રૌરવ=એક જાતનું નરક.
રે=વાક્યાલંકાર.

લ

લેશ=જરા થોડું.
લેપ=લેપ; આલેપ; ચોપડાવું તે ['જ' અર્થ ને દઢ કરે છે.]
લોહ=લોઢું.

લય=મટી, જાવું વિનાશથાવોતે.
લખચોરાશી=ચોરાશી લાખ
લવલેશ=જરા માત્ર.
લક્ષણ=વ્યાખ્યા; સ્વરૂપ.
લગે=સુધી.
લોલ=વાક્યાલંકાર.
લાધે=મળે; પ્રાપ્ત થાય.

વ

વદે=કહે; બોલે.
વિશ્વાધાર=જગતનો આધાર.
વાચક=વચન.
વિવિધ=ભાતભાતનું
વિચિત્ર=૧ તરેહવાર, ૨ આશ્ચર્યકારક.
વિહાર=હરવું ફરવું તે.
વિસારી=ભૂલી.
વેદાંગ=વેદનાં અંગ ૬-૧ શિક્ષા ૨ કલ્પ [સંસ્કાર સૂત્ર] ૩ વ્યાકરણ. ૪ નિરૂકત ૫ છંદ. ૬ જયોતિષ.
વૃષ્ટિ=વરસાદ; વરસવું.
વરૂણ=પાણીનું અધિદેવત.
વિશ્વેશ=જગતનો ઇશ; ઇશ્વર
વર્ણ=૧ રંગ. ૨ ચાર વર્ણ ૧ બ્રાહ્મણ, ૨ ક્ષત્રિય, ૩ વૈશ્ય, ૪ શૂદ્ર.
વામ્યો=નાંખી દીધો.
વીશાવણ=વીશ વિના.
વણ=વિના
વિષય=કામના; ભોગ તે પાંચ પ્રકારના છે ૧ શબ્દ ૨ સ્પર્શ ૩ રૂપ ૪ રસ ૫ ગંધ
વ્યવહાર=વેહેવાર
વિધ=પ્રકાર.
વાણી=ભાષા.
વેદાશ્રિત=વેદ ધર્મ પાળનારા
વેણ=વચન.
વ્યભિચાર=જારકર્મ
વૈરાગ=વિનાશી પદાર્થો ઉપર

અપ્રીતિ.

વ્યાપક=સઘળે ફેલાઇ રહેલા

વિશ્વેશ્વર=વિશ્વેશ્વર-જુવો.

વૃદ્ધિ=વધારો.

વિશ્વ=જગત.

વંદન=નમવું તે.

વિહિત=ફરજ; ખાસ જરૂર કરવાનું તે; કર્તવ્યતા

વિભુ=સમર્થ; મ્હોટો.

વાણુ=વાણી.

વિસ્તરી=ફેલાણી

વ્હેન=પાણીનો પ્રવાહ

વેદત્રયી=ત્રણ વેદ

વન્હિજન્ય=અગ્નિથી થયેલો

વૃક્ષાદિક=ઝાડ વિગેરે

શ

શ્રેષ્ઠ=મ્હોટા

શાળા=નિશાળ.

શૌચ=પવિત્રતા.

શુદ્ધોદક=નિર્મળ, સ્વચ્છપાણી.

શુદ્ધ=ચોકખુ.

શુદ્ધિ=ચોકખાઇ

શક્તિ=સામર્થ્ય

શ્રમ=મહેનત.

શ્રવણે=કાને.

શોધ=તપાસ

શાંતિ=તાપ રહિત શીતળતા

શીલતા=સારાપણું.

શ્રવણ=સાંભળવું તે

શાસ્ત્ર=બોધ કરનાર, વિદ્યા.

શ્રદ્ધા=આસ્થા; ભાવ.

શોણું=સ્વપ્નું.

શાંડિલ્ય=ભક્તિ સૂત્ર પ્રકાશ કર્તા ઋષિ

શ્રી=શોભાવાળું

સ

સચ્ચિદાનંદ=પરમેશ્વર સત્ય ચૈતન્ય અને આનંદ સ્વરૂપ

સ્તવન=સ્તુતિ.

સગુણ=ગુણવાન.
સત્ય=સાચું.
સહસ્ત્ર=૧ હજાર. ૨ હજારો.
સમ=સમાન.
સ્થિતિ=રહેવું તે.
સૃષ્ટિ=જગત્.
સદાચાર=સારો આચાર.
સંશય=સંદેહ, શક; વહેમ.
સતસંગ=સારાનો સંગ.
સંસ્કાર=કેળવણી.
સકળ=બધું.
સચેત=હુશીયાર; સાવધાન.
સ્થિર=નિશ્ચય.
સ્તુતિ=વખાણ.
સત=સત્ય.
સંત=સારા પુરૂષ.
સદ =હંમેશાં.
સ્નાન=નાહાવું તે.
સાત્વિકી=સત્વગુણી.
સદ્ય=તત્કાળ
સ્વાધ્યાય=વેદ ભણવો તે.
સભાગ્ય=રૂડાં નશીબ.
સત્તા=સામર્થ્ય.
સંચરે=પ્રવેશ કરે.
સ્તંભ=થાંભલા.
સહ=સાથે; સહિત.
સંકેત=યથાયોગ્ય વિચાર.
સુવિચાર=રૂડા વિચાર.
સંપત=સમૃદ્ધિ; લક્ષ્મી.
સંતતિ=પ્રજા; છોકરાં.
સંસૃતિ=જનમવું તે.
સરજનહાર=પેદાકરનાર.
સખ્ય=દોસ્તી; મૈત્રી.
સૂત્ર=૧ થોડા અક્ષરથી ઘણા અર્થનો બોધ થાય એવાં ઋષિનાં કરેલાં વાકય ૨ માળામાં દોરા જોયે એવા હેતુથી રાખેલું આ ગ્રંથના પ્રત્યેક ગીતનું નામ.

સમસ્ત=બધું.
સ્વપ્ન=સપનું; સોણું.
સંક્ષેપ=ટુંક સાર.
સ્થલ=જાડું; મ્હોટું.
સાત્વિક=સત્વગુણી
સાવ=બધું; બીલકુલ; જરાજર
હરિ=ઇશ્વર; પાપહરનાર.
હણે=મારે; મટાડે.
હવસ=૧ હોંશ. ૨ કામના.
હિંસા=મારવું; દુઃખદેવું.
હુતાશ=અગ્નિ.

ક્ષ

ક્ષણ=અલ્પકાળ
ક્ષમા=ખમવું તે.
ક્ષય=ઓછું થવું તથા નાશ.
ક્ષેમ=સમર્થ; કુશલ.

જ્ઞ

જ્ઞાત=જાણનાર.
જ્ઞાન=જાણવું તે.
જ્ઞેય=જાણવાનો પદાર્થ.

---

## उपदेशवाक्यानि ।

### तैत्तिरीयोपनिषद्एकादशेऽनुवाके उपदेशवल्ल्यां ।

१ सत्यं वद ।

२ धर्मं चर ।

३ स्वाध्यायान्मा प्रमदः ।

४ आचार्याय प्रियं धनमाहृत्य प्रजातंतुं मा

व्यवच्छेत्सीः ।

५ सत्यान्न प्रमदितव्यम् ।

६ धर्मान्न प्रमदितव्यम् ।

७ कुशलान्न प्रमदितव्यम् ।

८ भूत्यै न प्रमदितव्यम् ।

९ स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

१० देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् ।

११ मातृदेवो भव ।

१२ पितृदेवो भव ।

१३ आचार्यदेवो भव ।

१४ अतिथिदेवो भव ।

१५ यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि ।

१६ नो इतराणि ।

१७ यान्यास्माकꣳ सुचरितानि तानि त्वयो-
पास्यानि ।

१८ नो इतराणि ।

१९ एके चास्मच्छ्रेयांसो ब्राह्मणाः तेषां त्वया-सनेन प्रशसितव्यम् ।

२० श्रद्धया देयम् ।

२१ अश्रद्धयाऽदेयम् ।

२२ श्रिया देयम् ।

२३ ह्रिया देयम् ।

२४ भिया देयम् ।

२५ संविदा देयम् ।

२६ अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् ये तत्र ब्राह्मणाः समदर्शिनः युक्ता आयुक्ताः अलूक्षा धर्मकामाः स्युः ।

२७ यथा ते तत्र वर्तेरन् तथा तत्र वर्तेथाः ।

२८ एष आदेश एष उपदेशः एषा वेदोपनिषद् एतदनुशासनं एवमुपासितव्यम् ।

अथत्रिविधोपनिषत्समुद्धृतानि उपदेशवाक्यानि।

१ अहरहः संध्यामुपासीत ।

२ न सुरां पिबेत् ।

३ न मांसं भक्षयेत् ।

४ न ब्राह्मणं (ब्राह्मणादिप्राणिनं) हन्यात् ।

५ नानृतं वदेत् ।

६ न धर्मं त्यजेत् ।

७ परदारान्नालिंगयेत् ।

८ मागृधः कस्यचिद्धनम् ।

९ यच्छेद्वाग्मनसी प्राज्ञः ।

१० मुनिर्विषयनित्यं मनः कार्यं मुमुक्षुणा ।

११ चित्तमेव हि संसारस्तत्प्रयत्नेन शोधयेत् ।

१२ यत्सत्यं तदुपास्यताम् ।

१३ ब्रह्मैकं परिचिंत्यताम् ।

१४ दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येत् ब्रह्ममयं जग

१५ न चोद्विजेदुद्विजेद्यत्र कुत्र ।

१६ शांतो दांत उपरतस्तितिक्षः समाहितो भूत्वा आत्मन्येव आत्मानं पश्येत् ।

१७ मनोयुक्तं समभ्यसेत् ।

१८ इतरत्र न कर्तव्या मनोवृत्तिर्मनीषिणा ।



## આ લેખકનાં બીજાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો.

| | |
|---|---|
| ૧. સૂતક નિર્ણય | ૦—૬—૦ |
| ૨. માનવી ભાષાનો નિબંધ | ૦—૮—૦ |
| ૩. છોટી બ્હેનની પાડાવળી [ભાગ ૧ લો] | ૦—૪—૦ |
| ૪. છોટી બ્હેનની પાડાવળી [ભાગ ૨ જો] | ૦—૪—૦ |
| ૫. બાળકોનો નિત્ય પાઠ | ૦—૪—૦ |
| ૬. કાયિક, વાચિક, માનસિક પૂજા | ૦—૯—૦ |

નોંધ:—'મણિલાલ નભુભાઈ' એ નામનું પુસ્તક હાલમાં વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી પ્રગટ થયું છે, તે આ લેખકનું જીવન ચરિત્ર છે.

તોફાની સંસાર સમુદ્રમાંથી પાર ઉતારનાર



ધર્મનૌકા.